# પ્રવેશક

હિંદુસ્થાનનાં જાણીતાં શહેરોમાં વડોદરાની પણ ગણના થાય છે.

ઘણા જૂના સમયથી એ જાણીતું ને પંકાતું આવ્યું છેઃ

ચંદન રાજાના સમયમાં ચંદનાવતીને નામે, તે પછીના સમયમાં વટપદ્ર એ નામે ને તે પછી વડોદરાને નામે એ પ્રખ્યાતિ પામ્યું છે.

આજનું વડોદરા એટલે અનેક ભવ્યતાઓનું કેંદ્રસ્થાન.

અહીં નાનાં બાળકોને ગમી જાય એવાં કિલકિલાટ કરતાં પંખીઓથી શોભતો કામાટીબાગ છે.

અહીં ઠેકાણે ઠેકાણે કસરતનાં સાધનો સહિત સુંદર વિશ્રાંતિસ્થાનો છે.

અહીં અભ્યાસ કરવા માટે શાળાઓ અને કૉલેજો છે.

ભવ્ય ઇમારતો, વિશાળ રાજમાર્ગો, શીતળ સુખદ્ છાયાવાળી વૃક્ષાવલિઓ અને પ્રવૃત્તિમય જનસમુદાય જોતાં રળિયામણું વડોદરા જોનારના મન ઉપર અનેરી છાપ પાડે છે.

અહીંના સંગ્રહસ્થાનમાં ઘણું જોવા–જાણવાનું મળે છે, વિશાળ પુસ્તકાલયમાં બેસી અગાધ જ્ઞાન પામી શકાય છે અને કલાભુવનમાં જઇ કલાના દર્શનથી મુગ્ધ થવાય છે.

દશેરા કે ગણપતિની સ્વારી નીકળતી હોય, અસખ્ય જનસમુદાય દૂર દૂરથી આવતો હોય, ત્યારે વડોદરા જોયું હોય તો ?

જો ન જોયુ હોય તો એક વાર જરૂર જોઇ આવજો.

× × ×

વડોદરાનું થોડું વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે.

નિત્ય નવીનતાઓ પામતા વડોદરાનું વર્ણન કરવાનું કાર્ય સહેલું નથી. એક નવું થાય ત્યા તો બીજું નવું સર્જાઇ પહેલાને જૂનુ બનાવી દે છે !

વડોદરાની સામાન્ય માહિતી આપવાનો આ નમ્ર પ્રયત્ન બાળકોને ગમશે એવી આશા છે.

લીનડાપોળ
વડોદરા

ચં. મ. ભટ્ટ

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧લું

*

[ સ્ટેશનેથી કૉલેજ પાસે થઈ સાર્વજનિક બાગ અને કોઠીએ થઈને શ્રી ચિમણાબાઈ ટાવર આગળ લીમડાપોળમા. ]

*

રમુ અને કમુ ભાઈબહેન હતાં. તેમને નવું નવું જોવા-જાણવાનો ઘણો શોખ હતો.

એક વાર, દશેરાના તહેવારના બે દિવસ આગમચ, રમુકમુના શિરનામે નીચે મુજબનો પત્ર આવ્યો. એ તેમના એક સગાના દીકરા કનુભાઈએ લખ્યો હતો.

લીમડાપોળ,
રાવપુરા, વડોદરા.
તા. ૨૬-૯-૪૧

પ્રિય રમુ-કમુ,

આપણે સાથે બેસીને નક્કી કર્યું હતું તે મુજબ તમે આ વખત દશેરાની સવારી જોવા જરૂરથી આવશો; આપણે સવારી જોઈશું અને આખું વડોદરા પણ જોઈશું. બહુ મઝા પડશે.

એજ લિ. કનુના
નમસ્તે

પત્ર વાંચીને ભાઇબહેનના આનંદનો પાર ન રહ્યો. સાંઝે તેમના પિતા હરિપ્રસાદ ઑફિસમાંથી આવ્યા કે તરત જ તેમણે એ પત્ર તેમને વંચાવ્યો.

હરિપ્રસાદે જણાવ્યું કે ' મારે પણ કામ પ્રસંગે ડભોઈ જવાનું છે. આપણે કાલે જ વડોદરા જઇશું. મેં ઑફિસમાંથી ત્યાં પત્ર પણ લખી દીધો છે. '

આટલું સાંભળતાં ભાઇબહેન હરખઘેલાં બનીને વડોદરા જવાની તૈયારી કરવા લાગ્યાં.

બીજે દિવસે સાંઝે પાંચ વાગ્યે ' કાઠિયાવાડ એકસપ્રેસ ' ધમધમ કરતો વડોદરાના સ્ટેશને આવી પહોંચ્યો. અનેક ઉતારૂઓ સાથે રમુકમુ તથા તેમના પિતા વડોદરાના વિશાળ પ્લૅટફૉર્મ પર ઉતર્યાં.

કનુએ તરત જ મહેમાનોને જોઇ લીધાં. પોતાના પિતા નવનીતરાય સાથે તે તેમની પાસે જઈ પહોંચ્યો.

મજુર પાસે સામાન ઉપડાવીને તેઓ ધીમે ધીમે ઝાંપા તરફ જતાં હતાં તેવામાં રમુ બોલી ઉઠયો ' ઓહો ! અહીંનું. પ્લૅટફૉર્મ તો ઘણું મોટું છે ! ભીડ પણ પુષ્કળ જણાય છે ! '

કનુ કહે ' હા, સાધારણ રીતે અહીં ઘણા ઉતારૂઓની ચડઉતર થાય છે. હમણાં, દશેરાને લીધે ઉતારૂઓની સંખ્યા વધારે રહે છે. કાલે તો વળી આથી ય વધારે ભીડ થશે. '

કમુ બોલી ઉઠી ' પ્લૅટફૉર્મ પણ નવા જેવું દેખાય છે !'

નવનીતરાયે જણાવ્યું ' થોડાં વર્ષ ઉપર ખૂબ વરસાદ પડયો હતો ત્યારે આ પ્લેટફૉર્મનું છાપરું તૂટી પડયું હતું. પાછળથી આ નવું બંધાવેલું છે. '

બહાર નીકળી પગથિયાં ઉતરતાં કસુ કહે ' વાહ રે ! અહીંની ઘોડાગાડીઓ તો સુંદર લાગે છે ! બેસવાની બહુ મઝા પડશે ! '

કનુ કહે ' હા, અહીંની ઘોડાગાડીઓ ખાસ વખણાય છે.'

નવનીતરાયે અગાઉથી બે ઘોડાગાડીઓ ભાડે કરી રાખી હતી. એકમાં સરસામાન મુકાવી તેમાં તે અને હરિપ્રસાદ બેઠા અને બીજી ગાડીમાં કનુભાઇ તથા રસુકસુ બેઠાં.

નવનીતરાયે કહ્યું ' અમે આગળ જઇએ છીએ. તમે બધું જોતાં જોતાં આવી પહોંચજો. '

પહેલી ગાડી તો ઝપાટાબંધ આગળ ચાલી ગઇ.

બીજી ગાડીના ગાડીવાનને અગાઉથી કહી રાખેલું હોવાથી તેણે ધીમે ધીમે ગાડી ચલાવવા માંડી.

કનુએ શરૂઆત કરી ' જુઓ, સામે ગોળ બગીચા વચ્ચે જણાય છે તે પુતળું શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનું છે. '

કસુ બોલી ' હા, અમે એમનું નામ તો ઘણીવાર સાંભળ્યું છે. એમના ફોટાઓ પણ જોયા છે. કેવો પ્રતાપી એમનો ચહેરો જણાય છે ! '

કનુ કહે ' ખરેખર, તેઓ પ્રતાપી હતા. તેઓશ્રીએ પોતાની અસાધારણ બુદ્ધિશક્તિથી એકલા ગુજરાતમાં નહિ, એકલા હિંદુસ્થાનમાં નહિ, પણ યુરોપ અમેરિકામા પણ અમર નામના કરી છે ! વડોદરાની આજની શોભા તેઓની બુદ્ધિ, ખંત અને પ્રજાપ્રેમની લાગણીને પરિણામે થઇ શકી છે.

તેઓશ્રીને રાજગાદીએ બેઠાં સાઠ વર્ષ પૂરાં થયાં તેની ખુશાલીમાં સન ૧૯૩૬ મા હીરક મહોત્સવ બહુ ધામધુમથી ઉજવાયો હતો. તે પ્રસંગે બિકાનેરના મહારાજા સર ગંગાસિંહજીને હાથે આ પુતળું ખુલ્લું મુકાયું હતું.'

શ્રીમંતના પુતળાને પ્રેમપૂર્વક પ્રણામ કરીને રમુ બોલી ' કનુભાઈ, વખત મળે ત્યારે એમના સંબધી વધારે વિગતો અમને જરૂર જણાવજો '

કનુ કહે ' ભલે.'

એટલામા રમુ બોલી ઉઠયો ' હમણાંના મહારાજા સાહેબનું નામ તો શ્રીમંત પ્રતાપસિંહરાવ છે ને ?'

કનુએ જણાવ્યુ ' હા, દશેરાની સવારીમા આપણે તેમના દર્શન કરીશુ. હવે જુઓ, આ બાજુ ડાબા હાથ તરફ જણાય છે તે દામાજીરાવ ધર્મશાળા છે. મુસાફરોને રહેવા માટે એમાં સારી સગવડ છે.'

ગાડી ધીમે ધીમે આગળ ચાલી.

કનુ કહેવા લાગ્યો ' જુઓ, આ ડાબી તરફ ' વડોદર

હાઈસ્કૂલ 'નું મકાન છે. એની બાંધણી ઘણી વખણાય છે. કહે છે કે કૉન્સ્ટાંટીનોપલ નામના શહેરની પ્રખ્યાત ઇમારતોના ધોરણે એ બાંધણી કરાએલી છે.'

રમુ કહે 'ઓહો! એના ઘુમ્મટ કેવા મનોહર લાગે છે!'

કનુએ આગળ કહેવા માંડયું 'આ ઈમારતમાં આપણા દેશની અને પરદેશની એવી બન્ને પ્રકારની શિલ્પકળાનું એકીકરણ કરાયેલું જણાય છે. એની જોડે 'શ્રી સયાજી ડાયમંડ જ્યુબિલી સાયન્સ ઇન્સ્ટિટયુટ' આવેલું છે. ઈ. સ. ૧૯૨૬માં શ્રીમંત સયાજીરાવ મહારાજાની ગોલ્ડન જ્યુબિલીના શુભપ્રસંગે આ ઇન્સ્ટિટયુટ બાંધવાની જાહેરાત કરાઈ હતી. એ મહોત્સવ પછી થોડા જ દિવસમાં વડોદરા પધારેલા ના. વાઈસરૉય લૉર્ડ રીડીંગના હસ્તે એનો પાયો નંખાયો હતો. સન ૧૯૩૫ માં એ બંધાઈને તૈયાર થયું હતું અને બીજે વર્ષે ઈ. સ. ૧૯૩૬માં ના. વાઈસરૉય લૉર્ડ વીલીંગ્ડનના હસ્તે એ ખુલ્લું મુકાયું હતું. એના ઘુમ્મટમાં આકાશનું નિરીક્ષણ કરવા માટેની ખાસ ગોઠવણ કરવામાં આવી છે.'

રમુ બોલી ઉઠયો 'બહેન, આ તરફ તો જો. આ ટાવર કેવું સુંદર જણાય છે!'

કમુ કહે 'વાહ! એમાં આંકડા બીજાં ઘડિયાળો પેઠે (મન લિપિમાં નહિ પણ નાગરી લિપિમાં છે!'

કનુ કહે 'એ પણ હમણાં થોડાં વર્ષ ઉપર જ બંધાયું

છે. શ્રીમત સયાજીરાવ મહારાજા દેશી ભાષાઓનુ મહત્વ ઘણુ આકતા હતા તેમણે દેશીભાષાઓને ઘણુ ઉત્તેજન આપ્યુ છે હવે જુઓ, ટાવરની પેલી બાજુએ દેખાય છે તે ભાગ ' સયાજીગજ 'ને નામે ઓળખાય છે પછીથી આપણે એ પણ જોવા જોઈશુ '

થોડેક આગળ જતા કમુ કહે ' ભાઈ, આ તમારી કૉલેજ કે ? '

' હા એ જ ' બરોડા કૉલેજ. ' અહી હું ભણવા આવુ છુ. '

-મુ કહે ' કેવુ ભવ્ય મકાન છે ! એમા ભણવાની બહુ મઝા પડતી હશે ! '

કમુએ કહ્યુ ' એની બાંધણી પણ ઘણી મઝાની લાગે છે ! ખૂબ ઉંચાણવાળી જગા છે આ કૉલેજ ક્યારે બધાઈ હશે ? '

કનુએ ભોમિયાની હબે કહેવા માડ્યુ ' ઈ સ ૧૮૭૬મા પુષ્કળ વગ્ગાદ પડવાથી ચોમેર જળજળ બબાકાર થઈ જઈને લોકોની સ્થિતિ ઘણી ચિંતાજનક થઈ પડી હતી તે વખતે નિરાધાર લોકોને રોજી અપાવવાની શુભદૃષ્ટિથી આ જગાએ ઘણી માટી પુરાવી ઉચાણ કરાવેલ ને પછી સન ૧૮૭૯ મા શ્રીમત સયાજીરાવ મહારાજાને હસ્તે આ કૉલેજનો પાયો નખાયો હતો મુબઈ યુનિવર્સીટીએ ઈ સ ૧૮૮૧ મા પ્રથમ આ કૉલેજને માન્ય કરી હતી શરૂઆતમા એમા થોડા -



વડોદરા કૉલેજ

વિદ્યાર્થીઓ હતા, પણ હવે તો સંખ્યા ઘણી વધી ગઇ છે. કૉલેજને અંગે ત્રણ છાત્રાલયો પણ ચાલે છે.'

કમુ કહે 'કૉલેજના મકાન ઉપર પણ ઘુમ્મટ દેખાય છે!'

કનુએ જણાવ્યું ' હા, આ કૉલેજનો ખાસ વખાણવા લાયક ભાગ તે એના આ ઘુમ્મટ છે.'

કમુ બોલી ઉઠી ' બાપુજી એક વાર કહેતા હતા કે દક્ષિણમાં બિજાપુરમાં મોટો 'ગોળ ઘુમ્મટ' છે તે પણ આવો જ હશે કે?'

કનુ કહે ' મેં તો એ જોયો નથી, પણ ઘણા એની સાથે આ ઘુમ્મટની સરખામણી કરે છે. કૉલેજના મકાનમાં ઉપર નીચે ઘણા મોટા જુદા જુદા ઓરડા છે મુખ્ય ઘુમ્મટ નીચેના મોટા હૉલમાં ઘણીવાર જાણીતા વક્તાઓનાં ભાષણો પણ થાય છે. કૉલેજની સમગ્ર ઈમારતનો આકાર અંગ્રેજી ઈ (E) જેવો છે.'

ધીમે ધીમે ગાડી આગળ ચાલી. થોડેક આગળ જતાં રમુ એકાએક બોલી ઉઠ્યો ' મોટી બહેન, જુઓ, જુઓ, પેલું ઘોડેસવારનું પુતળું કેવું સરસ લાગે છે!'

એ તરફ જ જોઇ રહેલી કમુએ પૂછ્યું ' કનુભાઇ, એ પણ સયાજીરાવ મહારાજનું પુતળું છે, ખરૂ ને?'

' હા, એની પાછળ જણાય છે તે ' કામાટીબાગ 'નો દરવાજો છે. એ મોટો સાર્વજનિક બાગ જોવા તો પછી નિરાંતે

જઇશું. જુઓ, ઉત્તર તરફ જાય છે તે રસ્તાનું નામ "કેમ્પ રોડ" છે.

કમુએ પુછ્યું 'એ તરફ કોનો કેમ્પ છે?'

કનુ કહે 'ત્યાં રેસિડેન્ટ રહે છે. એના તાબામાં કેટલુંક ગોરૂં લશ્કર પણ રહે છે. દેશી ખ્રિસ્તી લોકોની તથા પારસી અને કેટલાક હિંદુ-મુસલમાનોની વસતિ પણ એ તરફ છે. હમણાં કેમ્પનો કેટલોક ભાગ ગાયકવાડ સરકારને પાછો સોંપાયો છે. કેમ્પમાં બે મોટાં ખ્રિસ્તી દેવળો છે. કેમ્પરોડની જમણી બાજુએ, આ કૉલેજના પાછળના ભાગમાં, થોડાં વર્ષોથી તૈયાર થયેલ 'પ્રતાપગંજ'નો આકર્ષક ભાગ છે. ત્યાં કૉલેજના કેટલાક પ્રોફેસરોના તેમ જ અન્ય ગૃહસ્થોના બંગલા બંધાવેલા છે.'

પછી શ્રીમંત સયાજીરાવ મહારાજના પુતળા આગળ ગાડી જરા ઉભી રખાવી કનુએ કહ્યું 'જુઓ, મહારાજા સયાજીરાવનું આ કાંસાનુ પુતળું છે. કારીગરે રેખાએ રેખા કેવી આબેહુબ બતાવી છે! શ્રીમંતની સિલ્વર જ્યુબિલી ઇ. સ. ૧૯૦૭ મા ઉજવાઇ હતી તે સમયે પ્રજા અને શ્રીમંતના પ્રશંસકો તરફથી ફંડ ભેગું કરાઇ આ પુતળું તૈયાર કરાવાયું હતું.'

થોડે આગળ જતા ગાડી એક પુલ ઉપર આવી પહોચી. કનુ કહેવા લાગ્યો 'આ વિશ્વામિત્રી નદી. જેણે મોટી મોટી નદીઓ જોઇ છે તેમને આ નદી નાની સરખી લાગશે, પણ

નાની જણાતી આ નદીમાં કોઇ કોઇ વાર ચોમાસામાં એટલું પૂર ચડે છે કે આસપાસના નીચાણવાળા ભાગોમાં કેડ કેડ જેટલું પાણી ભરાઇ જાય છે. એકવાર તો એવા પૂરમાં આ પુલના કઠેડા પણ પડી ગયા હતા. આ તો ફરીથી બધાવ્યા છે. તે વખત પુલ ઉપર એટલું પાણી હતું કે હાથી ઉપર ટપાલ મોકલવી પડતી હતી ! આ પુલ ઘણા વર્ષો પહેલાં, સોળમી સદીમાં, તૈયાર કરાએલો ઐતિહાસિક પુલ છે. ફ્રૅાય્સ ઇત્યાદિ અંગ્રેજ પ્રવાસીઓને પણ આ પુલ જોઇને ઘણું આશ્ચર્ય થયું હતું.'

પુલના કઠેડા તરફ નજર કરતાં એકાએક કમુ બોલી ઉઠી 'અરે ! અનંતરાવ કાકા, તમે અહીં ક્યાગના આવ્યા છો ?'

પોતાની સાઇકલ પરથી ઉતરી પડી રમુ કમુ તરફ જોઇ રહેલા અનંતરાવે કહ્યુ ' હું ગઇ કાલે જ આવ્યો છુ. તમે મામાને ત્યા જાવ છો ને ?'

રમુ કમુ સાથે જ બોલી ઉઠયાં 'હા, તમે કયાં રહો છો ?'

અનંતરાવ કહે ' હું દાદિયા બજારમાં રહું છું. હમણાં તો તમે ઘેર જાવ. હું રાત્રે મળવા આવીશ.'

કમુ બોલી ' જરૂર આવજો.'

ગાડી આગળ ચાલી એટલે દક્ષિણ તરફના એક રસ્તા તરફ નજર કરતા રમુ બોલ્યો ' ઓહોહો ! કેટલાં બધાં વડનાં ઝાડ છે ! રસ્તો કેવો મનોહર લાગે છે !'

કનુ કહે ' એ રસ્તાનુ નામ ' ઇન્દિરા એવન્યુ ' છે. રાજકુમારી ઇન્દિરા રાજેના નામ પરથી આ નામ અપાયું છે. જેલ જોવા જઈશું ત્યારે આપણે એ રસ્તે થઈને જઈશું. હવે જુઓ, ડાબી તરફ કેદારેશ્વર ને ચ્યવતેશ્વરનાં મંદિર છે.

અઢારમા સૈકામાં બીજા દામાજીરાવના સમયમાં કેદારજી ગાયકવાડ નામના એક મોટા મુત્સદ્દી પુરુષ થઈ ગયા છે. પેશવા પાસે દામાજીરાવ રહેતા ત્યારે આ જ કેદારજીએ ગુજરાતની રાજ્યવ્યવસ્થા ઉત્તમ રીતે જાળવી હતી. તેમના નામ ઉપરથી આ મંદિરનું નામ કેદારેશ્વર રખાયું છે. ગાયકવાડ કુટુંબમાંથી કોઈનું મૃત્યુ થતાં તેમની અંત્યેષ્ટિ વિધિ આની બાજુમાં કરવાનો રિવાજ ઘણા જૂના સમયથી છે. આથી એની આજુ-બાજુ અનેક નાનાં મોટાં મંદિરો, તુળસીક્યારા, છત્રીઓ વગેરે સ્મારક તરીકે તૈયાર કરાવાયેલ છે. એની પહેલાં નદીની પેલી તરફના કામનાથ મહાદેવ પાસેનું સ્મશાન વપરાતુ હશે. ત્યાં આગળ પહેલા સયાજીરાવ અને પહેલા ફત્તેહસિંહરાવની છત્રીઓ છે. કેદારેશ્વરમાં પહેલાંના સમયમાં ગરીબોને મફત ખીચડી ખવરાવવામાં આવતી હતી.

હાસ પ્રસિદ્ધ હોઈ તેમના સંબંધી વધારે વિગતો પણ હું જણાવીશ શ્રીમંત સયાજીરાવ મહારાજના પિતા કાશીરાવ બાબાની એક છત્રી પણ ત્યાં આગળ છે.'

પછી ગાડી જરાક આગળ ગઈ એટલે કમુ કહે 'આજ કીર્તિમંદિર કે ? તમે એનો ફોટો મને મોકલાવ્યો હતો ને ?'

કનુ કહે 'હા, એ જ કીર્તિમંદિર છે. જુઓ, એના ઉપર દેવમંદિરો જેવું ઉંચું શિખર છે. આ કીર્તિમંદિર પણ શ્રીમંત સયાજીરાવ મહારાજાએ તૈયાર કરાવ્યું હતું.'

રમુ કહે 'એમાં કોની મૂર્તિ હશે ?'

કનુ કહે 'એમાં કોઈ દેવની મૂર્તિ નથી ઇ. સ. ૧૯૩૬ માં આ મંદિરના ઉદ્‌ઘાટન પ્રસંગે શ્રીમંતે જણાવ્યું હતું તે જ હું કહી જાઉં એટલે તમને એનો કંઈક ખ્યાલ આવશે. તેઓ-શ્રીએ જણાવ્યું હતું કે ' રાજની સર્વસાધારણ ઉન્નતિને અર્થે જે જે પૂર્વજોએ પરિશ્રમ કર્યો છે તેમનું સતત સ્મરણ રાખવું એ પાછળની પેઢીનું કર્તવ્ય જ છે. આવું સ્મરણ ચીરકાળ દૃષ્ટિ સન્મુખ રહેવા માટે આ કીર્તિમંદિર બંધાવાયું છે. અહીં આવતા જ શાણા પૂર્વજોની મૂર્તિના દર્શનથી જોનારના મનમાં પૂજ્યભાવના પ્રકટ થશે એમાં શક નથી.'

કમુ કહે 'શાબાશ, તમે ઠીક યાદ રાખ્યું છે !'

કનુએ જરાક હસીને પછી જમણી તરફ આવેલી ભવ્ય

-હૉસ્પિટલ બતાવીને કહ્યુ ‘ જુઓ, આ અહીંની ‘ શ્રી સયાજી જનરલ હૉસ્પિટલ. ’ એમાં જુદા જુદા રોગોના ઉપચાર માટે જુદા જુદા વૉર્ડ છે, અને જુદા જુદા રોગોના નિષ્ણાત ડૉકટરો એમાં કામ કરે છે. ગરીબ અને શ્રીમંત વર્ગના દર્દીઓને માટે અહીં ઉત્તમ સગવડ છે, બાફોઇની આખનો મોતિયો અહીં કઢાવેલો એ તો તમને યાદ હશે જ. ’

કમુ કહે ‘ હા, બાફોઈ પણ દવાખાનાની સગવડનાં વખાણ કરતાં હતાં. ’

મનુએ કહ્યુ ‘ ઇ. સ. ૧૮૮૯ મા આ હૉસ્પિટલ તે સમયના ના. વાઇસરોય લૉર્ડ ડફરીનને હસ્તે ખુલ્લી મુકાઇ હતી. ને તે સમયે એનુ નામ ‘ કાઉન્ટેસ ઑફ ડફરીન હૉસ્પિટલ ’ રખાયુ હતુ. પાછળથી એમા ઘણો વધારો કરવામા આવ્યો છે દરરોજ ગુજરાતના અને ગુજરાત બહારના લગભગ એક હજાર દર્દીઓ એનો લાભ લે છે ક્ષય રોગના દર્દીઓ માટેનુ આરોગ્યભુવન પણ આસરે અઢી લાખ રૂપિયાને ખર્ચે તૈયાર થાય છે. એના બે મુખ્ય વૉર્ડ માટે અહીંના સખાવતી ખાનસાહેબ શેઠ પેસ્તનજી અને શેઠ અંબેચદ લક્ષ્મીચંદ તરફથી દેણગીઓ અપાઇ છે. આ દવાખાનાનુ વાર્ષિક ખર્ચ આસરે અઢી લાખ રૂપિયા જેટલુ છે તે ઉપરથી જ તમને એની વિશાળતાનો ખ્યાલ આવશે. ડાબી બાજુએ જે બગલા છે તેમાં દવાખાનાના કેટલાક નાના મોટા ડૉકટરો રહે છે. ’

એક મંદિર જેવી ઈમારત તરફ જોઈને કનુએ પુછયું 'પેલું શું છે ?'

એ કુબેરજી મહારાજ નામના એક સાધુ પુરૂષનું સ્મારક છે, એ મહારાજ માંડવીએ સરકારી વ્યવસ્થાથી, છતાં તદ્દન સાદાઈથી, રહેતા હતા. કોઈની સાથે તે વાતચીત કરતા નહોતા. અરે ! કોઈની તરફ તે જોતા પણ નહોતા ! એકવાર એવું બન્યું કે એઓ રસ્તા ઉપર બેઠા હતા તેવામાં અચાનક એક મસ્ત હાથી એ રસ્તે તોફાન કરતો આવી પહોંચ્યો. લોકો તો ગભરાઈને આમતેમ નાશી ગયા, પણ કુબેરજી મહારાજ નિર્ભયપણે શાંતિથી બેસી રહ્યા. હાથી પણ તેમને કાંઈ ઈજા કર્યા વિના બાજુએ થઈને જતો રહ્યો ! આ ચમત્કારિક પ્રસંગની અસર લોકો ઉપર ઘણી થઈ ને સરકાર તરફથી તેમના ખાવા-પીવાની વ્યવસ્થા થવા લાગી. તેઓના સ્મારક તરીકે આ મંદિર બંધાવ્યું છે.'

ગાડી ધીમે ધીમે આગળ ચાલી હવે નાની મોટી દુકાનો પણ આવવા લાગી.

કનુ કહે 'આ જમણી તરફ છે તે 'સરકારી છાપખાનું'. રાજનું બધું છાપકામ અહીં થાય છે. એમાં છેલ્લામાં છેલ્લી ઢબના સાધનો છે. જોડેના પેલા મકાનમાં 'પોલિસ ટ્રેનિંગ સ્કૂલ' ચાલે છે.

હવે, આ તરફ ડાબી બાજુએ 'ગંગાધર શાસ્ત્રીની પોળ' આવે છે'

કનુ કહે 'ગંગાધર શાસ્ત્રી કોણ ?

કનુ કહે 'એ ગાયકવાડના મુખ્ય દિવાન હતા. નવી સ્થપાતી અંગ્રેજ સત્તાના તેઓ પક્ષપાતી હતા, તેથી પેશવાને તથા કેટલાક મરાઠાઓને તેમના તરફ તિરસ્કાર હતો. પેશવા સરકાર સાથે ગાયકવાડને ખંડણી સબંધની તકરાર ઘણા લાંબા સમયથી ચાલતી હતી; તેનો નિકાલ કરવા કંપની સરકારે ગાયકવાડને તેમના દિવાનને પૂના મોકલવાનો આગ્રહ કર્યો, અને તેમના રક્ષણ માટે બાંયધરી પણ આપી. પૂનાનું વાતાવરણ ઘણું ખટપટી હોવાથી સબંધીઓએ શાસ્ત્રીજીને ત્યાં ન જવા જણાવ્યું; પણ બાહોશ ને બહાદુર ગંગાધર શાસ્ત્રી પૂના ગયા. ઘણા દિવસ વીતી જવા છતાં હિસાબનો કાંઇ નિકાલ આવતો નહોતો. શાસ્ત્રીજી વડોદરા પાછા આવવાનો વિચાર કરતા હતા તેવામાં એક દિવસ પેશવાએ ખૂબ મલુકાઈથી વર્તી તેમને રાજી કર્યા અને આગ્રહ કરીને ત્ર્યબકજી ડેંગલે, કે જે પેશવાનો મળતીઓ હતો, તે શાસ્ત્રીજીને પંઢરપુર તેડી ગયો. ત્યાંથી રાત્રે પાછા આવતાં મારાઓએ તેમનું ખૂન કર્યું હતું. આ બનાવ ઈ. સ. ૧૮૧૪ માં બન્યો હતો. આ અને એવાં બીજાં કારણોથી અંગ્રેજોને પેશવા સાથેની છેલ્લી લડાઈ થઇ હતી. આ પોળ એ ઇતિહાસપ્રસિદ્ધ શાસ્ત્રીનું સ્મરણ કરાવે છે. એમનાં પત્ની કેદારેશ્વર આગળ સતી થએલા એમ કહેવાય છે'

પછી થોડેક આગળ જતાં કનુ કહે 'દક્ષિણ તરફ જાય છે તે રસ્તાનુ નામ 'રાજમહેલ રોડ' છે. હવે, જમણી તરફ

જણાય છે તે કોઠી કચેરી. આ કચેરીની જગા આખા વડોદરામાં ઘણી ઉંચાઇ પર છે. આપણે એક વાર ખાસ રાજમહેલ અને કોઠી કચેરી જોવા આવીશુ.

કોઠી પાસે મેદાન છે તેમાં પોલિસોની કવાયત વગેરે કરાવાય છે. આ રસ્તા ઉપરનુ મકાન રાવપુરા પોલિસ ચોકીનુ છે, તેની પાસે ઇજનેરી ઑફિસ છે ને તેની સામે 'મામાની પોળ' છે. એ પોળના પાછળના ભાગમાં ઘોડા માટેનું સરકારી દવાખાનું અને 'શ્રી સયાજી આયર્ન વર્ક્સ' નામનું ખાનગી મ લિકીનું એક કારખાનુ છે. કોઠી આગળથી હવે આ 'રાવપુરા રોડ' શરૂ થાય છે. આ જમણી બાજુ તરફ આવ્યુ તે 'સૂર્યનારાયણનુ મ દિર' છે. એની પાસે સાર્વજનિક બગીચો છે. અહીંથી દક્ષિણ તરફ જાય છે તે 'ખારીવાવનો રસ્તો' છે. એની આગળ આ મોટી પોસ્ટ ઑફિસ આવી.'

જરાક આગળ જતા રમુ બોલી ઉઠયો 'અગ્નિ શાતિ બંબથાણુ' એટલે શુ, કનુભાઇ ?'

'કોઇ ઠેકાણે અકસ્માત આગ લાગે ત્યારે તે હોલવવા માટે જુદે જુદે ઠેકાણે આવા પાણી છાટવાના બ બા રખાયેલા છે.'

રમુ ગોખવા લાગ્યો 'હ, અગ્નિને શાત કરનારા બ બાનુ થાણું !'

કનુ કહે 'હવે, બન્ને બાજુએ મોટી મોટી દુકાનો

આવવા લાગી. નવું મકાન તૈયાર થયું નહોતું ત્યારે ઉત્તર તરફના પેલા મકાનમાં પોસ્ટ ઑફિસ હતી. તેથી એ ' જૂની પોસ્ટ ઑફિસ ' પણ કહેવાય છે. વિશ્વામિત્રીમાં પૂર ચડે છે ત્યારે આ ભાગમાં કેડ કેડ સમાણું પાણી ભરાઇ જાય છે ! '

આગળ જતાં કનુએ કહ્યુ ' આ ' મીરસાહેબનો વાડો ' છે. એમા એક બાજુએ એક ઉર્દુ સ્કૂલ અને એક સરકારી ઑફિસ બેસે છે. જમણી તરફ જણાય છે .તે ' ગાયપુરા શિક્ષણાનુભવ ગુજરાતી શાળા 'નુ છે. એની પાછળ કન્યા શાળાનુ જુદું મકાન છે. '

શાળાના મકાનના પૂર્વ છેડા પર આવતાં કનુએ કહ્યું ' ડાબે હાથે હનુમાનજીનુ મંદિર છે. અગાઉ આ તરફ સરકારી શિકારી ચિત્તા રાખવામાં આવતા હતા ને તેથી એ હનુમાન 'ચિત્તેખાન મારુતિ' એ નામે ઓળખાય છે. '

ઘડીક અટકીને કનુ બોલ્યો, ' જુઓ, આ મોટી મોટી દવાની અને બીજી દુકાનોની ગોઠવણ કેવી સરસ રીતે કરાયેલી છે ! પેલી એક દુકાનમાં બીજા નમૂના સાથે સંખેડાના લાખ કામથી શોભતી કેટલી ય સુંદર ચીજો જોઈ શકાય છે. '

' બીજુ ટાવર ! ' રમુ બોલી ઉઠયો.

' એનું નામ 'શ્રી ચિમણાબાઈ ટાવર' છે. શ્રીમંત સયાજીરાવ મહારાજાના પ્રથમ મહારાણી ચિમણાબાઈ ઈ. સ. ૧૮૮૫ માં સ્વર્ગવાસી થતાં પ્રજાએ ફંડ ભેગું કરીને આ ટાવર

બંધાવ્યું હતું. રાત્રે તમે એમાં દર પા પા કલાકે વાગતા મધુર ટકોરા ખાસ સાંભળજો.

જુઓ, દક્ષિણ તરફ જાય છે તે 'દાડિયા બજારનો રસ્તો' કહેવાય છે. અનંતરાવ કાકાને ઘેર એ રસ્તે થઈને જવાય. ઉત્તર તરફનો આ ભાગ ઘીકાંટા કહેવાય છે અને એ તરફના રસ્તે થઈને બહુચરાજી માતા અને કામનાથ મહાદેવનાં દર્શન કરવા જવાય છે.

હવે આપણું ઘર નજીક આવી પહોંચ્યું આ ડાબી તરફ જણાય છે તે 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ'ની ઑફિસ. સ્વ. મોતીભાઈ અમીને લાયબ્રેરીઓને સસ્તા ભાવે પુસ્તકો વગેરે મળી શકે એ હેતુથી એની સ્થાપના કરી છે. એ મકાનના મેડા ઉપર સી. આઇ. ડી. ખાતાની કચેરી છે.

ગાડી લીમડાપોળમાં કનુભાઈના ઘર પાસે આવી પહોંચી. હરિપ્રસાદ તથા નવનીતરાય એટલે જ ઉભા હતા. નવનીતરાયે કહ્યું 'કનુ, તેં તો છોકરાને થકવી દીધા હશે !'

ગાડીમાથી ઉતરતા કનુ બોલી 'ના રે ના મામા, આવા સુંદર રસ્તા, આવી મઝાની ગાડી ને ઘણું ઘણું જોવાનું હોય ત્યા થાક શાનો લાગે ?'

એક મોટી પાટ ઉપર સૌ બેઠા. કનુનાં બા વિમળાએ સૌને ગરમ દૂધ પાયું ને નાસ્તો કરાવ્યો.

થોડી વાર થઇ એટલામાં અનંતરાવ ત્યાં આવી પહોંચ્યા. થોડીવાર બીજી વાતચીત થયા પછી કમુ કહે ' અનંતરાવ કાકા, વડોદરાના રસ્તા પહોળા અને સુંદર દેખાય છે! સાંકડા રસ્તા હોય તો આટલી મઝા ન પડે.'

અનંતરાવ કહે ' પહેલાં તો અહીં પણ ઘણે ઠેકાણે સાંકડા ને વાંકાચુકા રસ્તા હતા. ધૂળ પણ એટલી કે ન પૂછો વાત! મારા દાદા વાત કરતા હતા કે ' અમારે રાજમહેલમાં જવાનું થતું ત્યારે સારાં કપડાંની પોટલી બાંધી અગાઉથી માણસ સાથે મોકલતા ને પછી ત્યાં જઈ પહેરેલાં ધૂળવાળા કપડાંને બદલે પેલાં સારા કપડાં પહેરીને રાજદર્શને જતા! શ્રીમંત સયાજીરાવ મહારાજાએ ધીમે ધીમે અનેક સુધારણાઓ કરતાં કરતાં શહેરની શોભા પણ વધારી: સાંકડા રસ્તા પહોળા કરાવ્યા અને ડામરની સુંદર સડકો બધાવી.'

રમુ કહે ' મેં મહારાજા સાહેબનું જીવનચરિત્ર તો વાંચ્યું છે. એમાં કરાયેલાં એમનાં વખાણ ખરેખર વ્યાજબી જણાય છે!'

રમુ બોલી ઉઠયો ' વડોદરા નામ શાથી પડયું હશે?'

બીજું કોઇ બોલ્યું નહિ એટલે અનંતરાવે કહ્યું, ' એ પણ મારે જ કહેવાનું છે કે? સાંભળો. ' વટપદ્ર ' એ મૂળના સંસ્કૃત નામ ઉપરથી વડોદરા નામ પડયું છે. સંસ્કૃત શબ્દ ' વટ 'નું ગુજરાતી વડ થાય છે. ' પદ્ર 'નો અર્થ સીમ-પાદર

એવો થાય છે. તે સમયે અહીં વડનાં ઝાડ ઘણાં હોઈ આવું મૂળ નામ પડ્યું હશે. તે પછી વટોદરૂં અને પછી વડોદરા થયું હશે. મરાઠી ભાષામાં એ 'बडोदें' અને અંગ્રેજીમાં 'બરોડા' કહેવાય છે.

લગભગ ત્રણસો વર્ષ પહેલાં થઇ ગયેલ વડોદરાના મહાકવિ પ્રેમાનંદે એને 'વીરક્ષેત્ર'–'વીગવતી' એ નામે પણ બિરદાવ્યું છે.

ઇસ્વીસનના બારમા સૈકામા પાટણમાં થઈ ગયેલ પ્રસિદ્ધ રાજા સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળ સબંધી તો તમે વાંચ્યું હશે જ. સિદ્ધરાજ કુમારપાળને કેદ કરવા ઇચ્છતો હતો ને પકડાઇ ન જવાય તે માટે કુમાળપાળ નાસભાગ કરતો હતો. એકવાર ખંભાતથી નીકળેલો, ભૂખ્યો તરસ્યો, કુમારપાળ વડોદરા–તે સમયના 'વટપદ્ર'માં આવી પહોચ્યો. ત્યાં એને કટુ નામના વાણિયાએ આસરો આપી મદદ કરી હતી. 'પ્રબંધ ચિંતામણિ', 'કુમારપાળ ચરિત', 'કુમારપાળ પ્રબંધ' વગેરે જૈનગ્રંથોમાં એનો ઉલ્લેખ છે.

કમુ બોલી 'આ ભાગનું નામ રાવપુરા એવું શાથી પડ્યું હશે એ હવે કહો.'

અનંતરાવ કહે 'અગાઉ મહારાજા ગોવિંદરાવ ગાયકવાડના રાજઅમલ દરમિયાન રાવજી આપ્પાજી નામના એક મુત્સદ્દી દિવાન હતા. તેમના નામ ઉપરથી કોઠીથી આ બાજુના

ભાગનું નામ રાવપુરા પડ્યું છે. પહેલાં આ ભાગનું 'સદાશિવ પેઠ' એવું નામ હતું. દિવાન રાવજી આપ્પાજીનો વાડો આ ભાગમાં હોઈને સદાશિવ પેઠને બદલે રાવપુરા નામ પડ્યું. તમે રસ્તામાં આવતાં જોયું હશે તે સૂર્યનારાયણનું મંદિર આ દિવાને બંધાવેલું.

રમુ બોલી ઉઠયો 'ઘણાં શહેરોને કોટકિલ્લા હોય છે. અહીં એવો કોટ કેમ નહિ હોય?'

અનંતરાવે કહ્યું 'તમે તો હજી બહારનો ભાગ જ જોયો છે. કાલે આપણે મૂળ શહેરનો ભાગ જોવા જઈશું ત્યારે કોટ પણ જણાશે.'

જમવાનો વખત થયો હોવાથી અનંતરાવ પોતાને ઘેર ગયા. જતા જતાં કહેતા ગયા કે 'પરમ દિવસે દશેરા છે એટલે તમારે સૌને મારે ત્યા જમવાનું છે. કાલે સવારમાં વહેલાં પરવારી લેજો. આપણે શહેરમા ફરવા જઈશું.'

રમુ કમુ હાથપગ ધોતાં હતાં તેવામાં તોપનો મોટો અવાજ થયો.

રમુ કહે 'આ શાની તોપ ફૂટી?'

'અહીં દરરોજ રાત્રે નવ વાગે તોપ ફૂટે છે. અસલથી એ રિવાજ ચાલ્યો આવે છે. પહેલાંના સમયમાં જ્યારે ઘેર ઘેર ઘડિયાળો નહોતી ત્યારે શહેરમાં તેમ જ દૂર દૂરનાં ગામડાંમાં આ અવાજ સાંભળી લોકો જાણી લેતા કે હવે નવ વાગ્યા છે.'

જમતી વખત વિમળાબેને કહ્યું ' આજે તો પોળમાં માંડવી ગોઠવવાની છે.'

કમુ કહે ' ત્યારે તો ગરબા સાંભળવાની મઝા પડશે!'

જમી રહીને રમુકમુ ઓટલે બેસી ગરબા સાંભળવા લાગ્યાં. એક સ્ત્રીએ ગરબો ઉપાડયો:

' ધન ધન રે વડોદરું શહેર રૂપે રંગીલું.
રૂપે રગે છેલ છબીલું, અલબેલું અપાર રે,
વડોદરાનું વર્ણન કરતાં સુણજો નર ને નાર, રૂપે૦'

કમુ તો વડોદરાનું વર્ણન સાંભળવા એકધ્યાન થઇને બેઠી, પણ ગરબો અધુરો જ રહ્યો. સુધરેલી સ્ત્રીઓને એ ગરબો જૂનો લાગ્યો હશે એટલે બીજો ગરબો ઉપાડયો.

રમુ જરા નારાજ થઇ, તે જોતાં કનુએ કહ્યું ' હું તને એ આખો ગરબો ઉતારી આપીશ.'

કેટલીક વાર પછી, બીજે દિવસે વહેલાં ઉઠવાનું હોવાથી, તેઓ સૂઈ ગયાં ને ગરબા સાંભળતાં સાંભળતાં ઉંઘી ગયાં.

# પ્રકરણ રજું

*

[ જ્યુબિલીબાગ અને તારકેશ્વર આગળ થઈ ન્યાયમંદિર આગળથી લહેરીપુરા, માંડવી ને પાણીદરવાજા તથા બાવા માનપુરા સુધી. ]

*

બીજે દિવસે સવારમાં હરિપ્રસાદ કલોલ ગયા. જતાં જતાં કહેતા ગયા હતા કે ' સાંજે હું પાછો આવીશ. તમે સાંજના ગોયાગેટ સ્ટેશન તરફ આવજો. '

રમુ કમુ તથા કનુભાઈ વહેલાં પરવારી અનંતરાવની વાટ જોતાં હતાં, ત્યાં થોડીજ વારમાં તેઓ આવી પહોંચ્યા.

અનંતરાવ કહે ' આજે તો મૂળ શહેરનો ભાગ જોવા જઇશું. પાછા આવતાં મોડું થશે માટે કંઇક નાસ્તો કરી લેજો.'

કમુ બોલી ' મામી કાંઈ એમને એમ બહાર નીકળવા દે કે ? અમને ક્યારનોય નાસ્તો આપ્યો છે. તમે જરાક લેશો ?'

' હું પણ પરવારીને જ આવ્યો છું. '

પછી ચારે જણ બહાર નીકળ્યાં. કનુ કહે ' ડાબા હાથ ઉપર ઉંચા ઓટલાવાળું મકાન સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાનું છે. તેમનુ નામ ઘણું જાણીતું છે. '

કસુ બોલી ' હા, એમની ' ટચુકડી સો વાતો 'ના બધા ભાગ અમે વાંચ્યા છે. '

પોળની બહાર નીકળતાં અનંતરાવે કહ્યું 'કહો જોઈએ, આ પોળનું નામ લીમડાપોળ એવું શાથી પડ્યું હશે ? '

રસુ બોલી ઉઠયો ' કદાચ અહીં એકાદ લીમડો હશે. '

અનંતરાવ કહે ' શાબાશ, અનુમાન તો બરાબર કર્યું છે. પોળોનાં નામ આવાં કોઈ ને કોઈ કારણસર પડયાં હોય છે. આપણે હવે મોટા રસ્તા પર આવી પહોંચ્યાં. આજે તો આપણે ધીમે ધીમે ચાલતાં જઇશું જેથી બધું બરાબર જોઈ શકાય. જુઓ, આ ડાબી તરફની કોઠીપોળ, અમદાવાદીપોળ અને જમણી તરફની મહાજનનીગલી, બાઉકાબેનીગલી, પંચમુખી મહાદેવનીપોળ વગેરે નામ પડવાનાં પણ એવાંજ જુદાં જુદાં કારણો છે.

' ' આ સામે જણાય તે ' જ્યુબિલી બાગ ' છે. અગાઉ તો આ બાગ ઘણો નાનો હતો, પણ શ્રીમંત મયાજીરાવ મહારાજાની જ્યુબિલી–રૌપ્ય મહોત્સવ પ્રસંગે એની આસપાસનાં ઘરો ખરીદી લેવાઈ પાડી નંખાયા ને ઘણે ખર્ચે આ બાગ તૈયાર કરવામાં આવ્યો. શહેરની મધ્યમાં હોવાથી લોકો એનો લાભ ઘણીવાર લઇ શકે છે. શ્રીમંતે બાળકોને પણ વિસાર્યાં નથી. જુઓ, પેલા-હિંચકા પર અને પેલી બાજુના ગોળ ચક્કર ઉપર બાળકો કેવાં આનંદપૂર્વક કસરત સાથે

મઝા કરી રહ્યાં છે ! ઘણીવાર અહીં જાહેર વ્યાખ્યાનો પણ થાય છે. પેલું વચ્ચે દેખાય છે તે 'બેંડ સ્ટેંડ' છે. ત્યાં દર શનિવારે બેંડ વાગે છે ને તે સાંભળવા ઘણાં માણસ ભેગાં થાય છે. આ 'બેંડ સ્ટેંડ'નો ઉપરનો ભાગ બૌદ્ધમંદિરોનાં શિખર જેવો હોઈ કેવો સુંદર જણાય છે ! ચાલો, એની દક્ષિણ તરફ જણાય છે તે બુદ્ધ ભગવાનની પ્રતિમા જોવા જઈએ.'

રમુ કમુએ ધ્યાનપૂર્વક બુદ્ધ ભગવાનની એ કમળાસ્થિત કાંસાની પ્રતિમા જોઇ. કમુ કહે 'એ કેવી ભવ્ય દેખાય છે !'

અનંતરાવ બોલ્યા 'શ્રીમંત મહારાજા સાહેબે જાપાનમાંથી ઘણે ખર્ચે એ પ્રતિમા અહીં મંગાવી ગોઠવાવી છે. એની નીચેના ભાગ તરફ જુઓ. આરસની તકતી પર બુદ્ધ ધર્મનાં મૂળ તત્ત્વો પણ કોતરાવ્યાં છે. ટૂંકમાં અહીં આવનારના મન ઉપર બુદ્ધ ભગવાનની ભવ્ય મહત્તા સમજાય એવું વાતાવરણ રચેલુ છે. પેલી તરફનુ મકાન ખાસ સ્ત્રીઓના ઉપયોગ માટે છે.

ચાલો, હવે પશ્ચિમ તરફના દરવાજેથી 'સયાજીવિજય પ્રેસ' પાસે થઈને તારકેશ્વરના મંદિર તરફ જઈએ.

ચારે જણ તારકેશ્વરના મંદિરમાં દર્શન કરવા ગયાં.

અનંતરાવ કહે 'આ મંદિરમાં વિશાળ પરસાળો અને બીજી સગવડો હોવાથી અહીં ઘણા સમારંભો થાય છેઃ વ્યાખ્યાનો તથા કથા કીર્તનો થાય છે, તથા ઘણાં દક્ષિણી

અને ગુજરાતી કુટુંબોના લગ્નપ્રસંગો અને જમણવાર પણ થાય છે. એને માટે અમુક થોડી રકમ સરકારમાં ભરવી પડે છે.'

કમુએ પૂછયું ' આ મંદિર પણ શ્રીમંત સયાજીરાવે બંધાવેલું ?'

' ના, તેમને દત્તક લેનાર શ્રીમંત મહારાણી જમનાબાઈ સાહેબે પોતાની કન્યા તારાબાઈને નામે મહાદેવની સ્થાપના કરી આ મંદિર બંધાવેલું છે. પાછલી જીંદગીમાં તેઓશ્રી આ મંદિરમાં જ રહેતાં એમ સાભળ્યું છે.'

મંદિરની બહાર નીકળી અનંતરાવે કહ્યું ' બાજુમાં થઈને આપણે આગળ જઈશું.' થોડેક આગળ જતાં તેમણે જણાવ્યું ' જુઓ, આ ' શ્રી ચિમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલય '. એમાં શહેરની ઘણી બહેનો ગૃહઉદ્યોગો શીખે છે. સ્ત્રીઓના મેળાવડા વગેરે પણ અહીં થાય છે. એની પશ્ચિમે ' શ્રી મહારાણી ગર્લ્સ' (મીડલ) સ્કૂલ'નું મકાન છે. આ બન્ને મકાનો તાજેતરમાં જ બંધાયાં છે.

શહેરના આ ભાગનું નામ ' જૂના તોપખાના ' એવું છે, તે ઉપરથી અનુમાન થાય છે કે અગાઉ અહીં તોપખાનું હશે.

તળાવની પાળે પાળે પશ્ચિમ તરફ જતા રસ્તા ઉપર દેખાય છે તે અહીંની ' ફિમેલ ટ્રેનિંગ કૉલેજ 'ની બોર્ડિંગનું મકાન છે.

હવે, આ સુરસાગર જોઈએ.

રમુ બોલ્યો 'કેવું સુંદર તળાવ છે! પડી ન જવાય માટે એની આસપાસ લોખંડના કઠેડા પણ છે!'

અનંતરાવ કહે 'તળાવની પાળે પાળે પૂર્વ તરફ ચાલતાં એના સંબંધી થોડી વાત કહું. એક દંતકથા એવી છે કે આસરે એક હજાર વર્ષ પહેલાં અહીં ચંદનરાજા રાજ કરતા હતા ત્યારે નગરનું નામ ચંદનાવતી અને આ તળાવનું નામ ચંદનસાગર કે ચંદન તળાવડી હતું. તે સમયે તો એ નાનું સરખું હશે, પણ કેટલાંક વર્ષ ઉપર સુરેશ્વર દેસાઈ નામના નાગર ગૃહસ્થે ઘણું ખર્ચ કરીને એને મોટું બનાવ્યું હતું. તેમના નામ ઉપરથી એનું નામ 'સુરસાગર' રાખવામાં આવ્યું હશે એમ જણાય છે. પાછળથી જુદે જુદે વખતે એનાં પગથિયા, ઘાટ, ચારે બાજુના કિનારા વગેરે બંધાઇને આજનુ દશ્ય સ્વરૂપ અપાયું છે. મહત્વની સુધારણા ઈ. સ. ૧૮૭૧માં મલ્હારરાવ મહારાજાએ કરાવી હતી. તે સમયના 'પ્રિન્સ ઑફ વેલ્સ' જ્યારે માંદગીમાંથી બચ્યા હતા તેની ખુશાલીમાં મહારાજાએ એક લાખ રૂપિયા સાર્વજનિક કાર્ય માટે બ્રિટિશ હિંદમાં ધર્માદા તરીકે ખર્ચ કરવાનુ ઠરાવ્યું હતું, પરંતુ પાછળથી પુષ્કળ વિચાર વિનિમય પછી તેમણે એ રકમ વડોદરામાં જ ખર્ચવાનું નક્કી કર્યું ને સુરસાગર તળાવ ચારે બાજુએ બધાવી લીધું. જુદા જુદા ઘાટ, પૂર્વ તરફના મોટાં પગથિયાં ઈત્યાદિ તે સમયે બંધાવાયાં હશે.'

કસુ બોલી 'તળાવમાં એક તરફ થોડે સુધી અંદર જઇને બેસી શકાય એવી સગવડ પણ કરાઇ છે ને !'

અનંતરાવ કહે 'હા, પહેલાં એ ભાગમાં 'ભગત-ભુવાની વાવ' એ નામની વાવ હતી. તે પુરાવી દઇને ત્યાં હરવા ફરવાની સગવડ કરાઈ છે. સહેલાણીઓ ત્યાં જઇને આરામથી બેસી શકે છે.'

નવી ઢબે બંધાયેલ 'પ્રતાપવિજય સિનેમા'ના મકાન તરફ રસુ કસુનું ખાસ ધ્યાન ખેંચાયું.

અનંતરાવ કહે 'સામે પૂર્વ તરફ જે સિનેમા દેખાય છે-તેની પાસેનો રસ્તો બાજવાડા ને લાડવાડાના મહોલ્લાઓ તરફ જાય છે. આ નામો મુસલમાની રાજઅમલ સમયનાં લાગે છે.

હવે આપણે દક્ષિણ દિશાએ ન્યાયમંદિર તરફ વળીએ. સામે જે ખુલ્લું મેદાન જણાય છે ત્યાં આગળ પહેલાં કેટલાંક મકાનો હતાં. શ્રીમંત સયાજીરાવ મહારાજાએ એ મકાનો પડાવી નંખાવી જગા ખુલ્લી કરાવી છે, કેટલી બધી લારીઓ અહીં જણાય છે ! મધ્યમ વર્ગના ઘણા લોકો અહીંથી કાપડ અને બીજી પરચુરણ ચીજો ખરીદી જાય છે.

હવે સામે દેખાય છે તે ન્યાયમંદિરનુ મકાન જુઓ. સાત લાખ રૂપિયાને ખર્ચે એ બંધાયુ છે એ ઇમારતમાં શાક માર્કેટ બનાવવાની વિચારણા પ્રથમ કરાઈ હતી, પરંતુ

પાછળથી એ વિચાર બદલી એને ન્યાયમંદિર બનાવાયું, ને તેનું નામ 'શ્રી ચિમણાબાઈ ન્યાયમંદિર' એવું રખાયું. ન્યાયખાતાની લગભગ સઘળી કચેરીઓ આ ઈમારતમાં બેસે છે. ઉપર મોટું ઘડિયાળ પણ એમાં ગોઠવેલું છે. એના ભોંય-તળીઆનો હૉલ ઘણો મોટો હોઈ ખાસ પ્રસંગોમાં મોટી જાહેરસભાઓ એમાં ભરાય છે, આસરે એક હજાર ખુરશીઓ સમાઈ શકતી હોઈ એ હૉલ ઘણો ઉપયોગી થઈ પડે છે. એ હૉલમાં સ્વ. મહારાણી ચિમણાબાઈ સાહેબની સંગેમરમરની એક મૂર્તિ છે.'

ન્યાયમંદિરની સુંદર બાંધણી અને એની વિશાળતાની વાતો કરતાં તેઓ બહાર નીકળ્યાં.

કમુ બોલી 'પશ્ચિમ તરફનાં પેલાં મકાનો શાના હશે?'

અનંતરાય કહે 'શરૂઆતમાં પેલો એક નાનો બાગ છે. તેની પાસેના મકાનમાં મોટી કન્યાશાળા અને ફિમેલ ટ્રેનિંગ કૉલેજ આવેલા છે. તેની બાજુના મકાનમાં હાઈસ્કૂલના શિક્ષકો માટેની 'બી. ટી. કૉલેજ' પણ અહીં થોડાં વર્ષોથી શરૂ કરાઈ છે.* એની પેલી તરફનો ભાગ બાબાજીપુરાને નામે ઓળખાય છે.'

રમુ કહે 'ચાલો, હવે પેલા દરવાજા તરફ જઈએ. એનું નામ શું હશે?'

---

* હવે ત્યાં 'કૉમર્સ કૉલેજ' શરૂ કરાઈ છે.

અનંતરાવ કહે ' એ લહેરીપુરા દરવાજો કહેવાય છે. એની કમાનો કેવી સરસ લાગે છે ! આ દરવાજાનું નામ લહેરીપુરા શાથી પડ્યું હશે તે માટે ખાતરીલાયક અનુમાન કરવાનું કામ અઘરૂં છે. એની સુંદર કમાનો જુઓ ! કેવી મઝાની લાગે છે ! જૂના દરવાજા ઉપર સન ૧૯૧૧ માં આ સુંદર કમાનો બાંધવામાં આવી હતી.

આ દરવાજાની બાજુએ કોટની સાથે સાથે ઉત્તર તરફના રસ્તે થઇને પણ બાજવાડા તરફ જવાય છે.

વડોદરા શહેરની રચના ચોપાટના આકારની છે. સામે જણાય છે તે માંડવીને મધ્યમાં ગણીને તેની ચારે બાજુ ચાર પટ ને પ્રત્યેક બે પટની વચ્ચેની જગામાં વસાહત એવી એ રચના છે.

સુલતાની રાજઅમલ દર્મિયાન સોળમા સૈકામા, ઈ. સ. ૧૫૨૬ થી ૧૫૩૭ સુધીમાં, થઇ ગયેલ નવમા સુલતાન બહાદુરશાહની સેનામા રૂમીખાન નામે એક આર્મિનિયન–તુર્ક–ગોલંદાજ હતો. તે ઘણો જ કુશળ નિશાન તાકનાર હોઇ સુલતાનને પોર્ટુગીઝ સાથે લડાઈ થઈ ત્યારે તોપોનો અસરકારક મારો તેણે ચલાવ્યો હતો.

એમ જણાય છે કે સુલતાને એ રૂમીખાનની સલાહ મુજબ શહેરની રચના કરી હશે. રોમન શહેરો જેવી આ રચના છે. રાજુબાઈ, કોટ જોઇ લીધો ને ? જો કે હવે તો એનો

કેટલોક ભાગ જ રહેલો છે આ કોટ સન ૧૫૧૧ મા બીજા મુજફરશાહ નામના સુલતાને બંધાવ્યાનું જણાય છે તેણે વડોદરાને ' દૌલતાબાદ ' એવુ પણ નામ આપ્યું હતું. કોટની આસપાસ અનેક નાના મોટા તળાવો છે તે તે ભાગમાથી કોટ માટેની ઈંટોની માટી લેવાઈ હશે એમ જણાય છે વસતિને અનુસરીને જે તે તળાવના હિંદુ–મુસલમાની નામ પડયા છે ચાલો, હવે માડવી તરફ જઈએ. '

માડવી શેઠ પરની કસારા, કાપડિયા વગેરેની મોટી મોટી દુકાનો જોતા તેઓ આગળ વધ્યા નરસિંહજીની પોળમાના જૂની કલાકારીગીરીવાળા મકાનો, નરસિંહજીનુ મંદિર, સુદર દીપમાળ વગેરે જોઈ તેઓ માડવી તરફ ચાલ્યા.

અનતરાવ કહે ' અહીં કેટલાક શરાફોની પેઢીઓ પણ છે હવે તો મોટા શરાફોની પેઢીઓ રહી નથી, પણ બસો અઢીસો વર્ષ પહેલા લખપતિ શરાફો વડોદરામા ઘણા હતા તેમા શેઠ હરિભક્તિ, શામળ બહેચર, લલ્લુ બહાદર, ખુશાલચંદ શેઠ, ગોપાળરાવ મૈરાળ વગેરે હતા એમની મુખ્ય પેઢીઓ વડોદરામા હતી અને બીજા મોટા શહેરોમા એની શાખાઓ હતી આ શાખાઓની મિલ્કત પણ કરોડો રૂપિયાની અંકાતી હતી.

શેઠ હરિભક્તિના ચોપડામાથી એક દિવસની ઉધાર રકમોનો આકડો જોવો હોય તો આ રહ્યો. એમ કહી તેમણે પોતાના ગજવામાથી તે કાઢી બતાવ્યો.

કમુ નવાઈ પામીને એ વાંચવા લાગી:

સંવત ૧૮૪૭ ના આસો વદ ૧ વાર શુક્ર

શ્રી

૪૧૪૪૨૧પાાા શ્રીમંત માનાજીરાવ ગાએકવાડ

૩૫૦૦૦૦૦ હવાલો ૧ હસ્તે શ્રીમંત પંચ પ્રધાન માધવરાવ નારાયણરાવના જમા.

૩૦૦૦૦૦ શ્રી દરબાર ખર્ચના હા. શ્રીમંત નાના ફડણવીસના જમા.

૨૫૦૦૦૦ શ્રી દરબાર ખર્ચના હસ્તે શ્રીમંત હરિપંત તાતાસાહેબના જમા.

બાકીની રકમો ઉમેરતાં એ દિવસનો કુલ સરવાળો ૭૭૬૮૮૨૪ાાા

અનંતરાવ કહે 'તમને આ ઉપરથી જણાશે કે તેમને ત્યાં રોજની લેવડદેવડ કેટલી બધી થતી હશે ! તેમની પેઢીઓની તે સમયની જાહોજલાલી ઘણી હતી. એક એકને રસોડે દરરોજ કેટલાંય માણસો જમતાં. તેમના મુનીમો પાલખીમાં બેસીને જતા આવતા હતા.

એ ધનપતિઓની ખાસ વિશેષતા વર્ણવતી નીચેની કહેવત વડોદરામાં જાણીતી છે:

" લલ્લુ બહાદરના ઘોડા, શામળ બહેચરના તોડા,
રતનજી કહાનદાસનાં રોડાં ને હરિભક્તિનું પુણ્ય."

વધારે જગા રોકીને મજબુત ને નવરત્નાળું આ મકાન તૈયાર કરાવાયું છે. એના નીચેના ભાગમાં ' સેઇફ ડીપૉઝીટ–વૉલ્ટ 'નાં મજબુત ખાનાં છે. તેમાં પ્રજાનાં લાખોની કીંમતનાં ઘરેણાં, કીંમતી દસ્તાવેજો વગેરે સચવાઈ રહે છે. '

એ ઠતું મકાન જોઇને તેઓ માંડવી તરફ જતા હતાં તેવામાં મોતી વેચનાર એક ઝવેરીએ અનંતરાવને બોલાવ્યા, ' રાવસાહેબ, કઈ તરફ નીકળ્યા છો ? પધારો. '

બાળકોને જરા આરામ મળે તેવા હેતુથી અનંતરાવ બાળકો સાથે ઘડીક એ દુકાનમાં બેઠા.

બાળકોની જીજ્ઞાસા ઉપરથી ઝવેરીએ તેમને જુદી જુદી જાતનાં કેટલાક મોતી બતાવ્યાં અનંતરાવ કહે ' ખાસ કરીને દક્ષિણી સ્ત્રીઓને શુભપ્રસંગોમાં સાચાં મોતીની વાળી પહેરવાનો બહુ શોખ હોય છે. '

ઝવેરી કહે ' અગાઉ તો અહીં મોતીનો સારો વેપાર ચાલતો હતો. અમારા બાપદાદા હજારોની કીંમતનાં મોતી મંગાવતા ને વેચતા હતા, પણ હવે એનો શોખ ઓછો થઈ ગયો છે. ઉપરાંત પ્રજામા ગરીબાઈ વધી હોવાથી તથા બનાવટી મોતી નીકળવાથી એનો વેપાર ઘણો ઓછો થઇ ગયો છે.'

થોડીવાર આરામ લઇને તેઓ માડવી પાસે ગયાં.

અનંતરાવ કહે 'શહેરની રચના થઈ ત્યારે તો આ સ્થળે ખુલ્લી જગા–મોટો ચૉક–હશે. પાછળથી ઈ. સ. ૧૭૩૬ માં

આલોજીરાવે આ ભવ્ય ઇમાગ્ત પોતાના ભત્રીજા બીજા દામાજીરાવની વડોદરા સર કર્યાની ફત્તેહના સ્મારક તરીકે અંધાવી હતી. નિઝામ હૈદ્રાબાદમાંના ચાર મિનાગ જેવી જ આ માંડવીની બાંધણી છે. દામાજીરાવના સમયમા તેની ઉંચાઈ માત્ર ૩૫ ફીટની જ હતી. પાછળથી સન ૧૮૫૬ માં શ્રીમત ગણપતરાવ મહારાજે એના ઉપર મજલો વધારી તેમાં ઘડિયાળ મુકાવ્યુ હતુ. અહીં ઉભાં ઉભાં ચારે દિશા તરફના દરવાજા જોઈ શકાય છે. સામસામેના બે દરવાજા વચ્ચેનુ અતર ૨૩૦૦ ફીટનુ છે.'

' થાક લાગ્યો હોવાથી એક ગાડી ભાડે કરી ચારે જણ તેમાં બેઠાં. પાણી દરવાજા તરફ ધીમે ધીમે હાકવા ગાડીવાનને અનંતરાવે જણાવ્યું.

અનંતરાવ કહે ' અત્યારે મોડુ થઈ ગયું હોવાથી ઉત્તર ને દક્ષિણ તરફના ભાગ પછીથી જોઇશુ. જુઓ, આ ડાબી તરફ જણાય છે તે ' નજરબાગ પેલેસ. ' એની આસપાસનો બગીચો કેવો સ્વચ્છ ને સુદર દેખાય છે. મલ્હારરાવ મહારાજાએ ઈ સ ૧૮૭૧ના અરસામા બધાવ્યો હતો. થોડો ભાગ બાકી હતો તે પાછળથી પુરો કરાવાયો હતો. રાજવશીઓના લગ્ન પ્રસગે મુખ્ય મહેમાનોને આ મહેલમા ઉતારો અપાય છે, ને તેથી રાજશાહી વિવાહ સમારંભ જેવાનો લાભ શહેરીઓને મળી રહે છે. એમા નીચેના ભાગમા જામદારખાનુ છે.'

કમુ કહે ' જામદારખાનું એટલે શુ ? '

અનંતરાવ કહે ' ત્યાં સરકારી ઝવેરાત રાખવામાં આવે છે. મોતીના મોટા મોટા કંઠા વગેરે અમૂલ્ય ઝવેરાત ત્યાં સચવાઈ રહે છે ને તે જોવા ઘણાં માણસો જાય છે. એ પૅલેસમાં જૂના સમયનું ફર્નિચર વગેરે પણ ખાસ જોવા લાયક છે.'

ગાડી સહેજ આગળ જતાં અનંતરાવે જણાવ્યું 'જમણી બાજુએ દેખાય છે તે ' શ્રી જમનાબાઇ હૉસ્પિટલ ' છે. શ્રીમંત જમનાબાઇ સાહેબે શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબને દત્તક લીધા બાદ બે વર્ષમાં જ આ હૉસ્પિટલ શરૂ કરાઈ હતી.'

ગાડીને ભદ્ર તરફ લેવરાવી અનંતરાવે કહ્યું ' ચૌદમા સૈકા સુધીમાં વડોદરામાં રજપુત રાજાઓનો અમલ હતો. તેમણે સ્વરક્ષણ માટે આ ભદ્રનો મજબુત કિલ્લો બંધાવ્યો હતો. તેની પૂર્વનું અગડનું મેદાન તથા તળાવ એ સમયમાં તૈયાર થયું હશે. ચાલો, પૂર્વ તરફનો એનો સંગેમરમરનો ઝરૂખો જોઈએ. આ ઝરૂખો ઉત્કૃષ્ટ હિંદુ શિલ્પકળાનો નમુનો છે. આવા ઝરૂખા કાઠિયાવાડના ધ્રાંગધ્રા રાજ્યની પ્રાચીન રાજધાની હળવદમાં નજરે પડે છે. આ પશ્ચિમ તરફનું નકશીકામ પણ જોવા લાયક છે.'

બધું જોઈ રહ્યા પછી અનંતરાવ કહે ' ચાલો, હવે ' અગડ ' પણ જોઈ લઇએ.'

રમુ કહે ' આ અગડ એ શું છે ? '

અનંતરાવ કહે ' કોઈ ખાસ પ્રસંગોએ અહીં હાથીઓની સાઠમારી થાય છે. હાથી જેવા જોરાવર પ્રાણીઓની સાઠમારી અત્યંત રોમાંચક હોય છે. એવા પ્રસંગને મહાવત લોક મોતની ઘાંટી જ સમજે છે, કારણ એ કઠિન પ્રસંગોમાં કેટલીક વાર મહાવત મરણ પણ પામે છે. મોગલોના સમયમાં દિલ્હી આગ્રામાં આવી સાઠમારીઓ થતી હતી. સાઠમારી કર્યા પછી દિલ્હી આગ્રાનાં મેદાનોમાંથી હાથીઓ જમના નદીમાં જઈને શાંત પડતા હતા. આપણે અહીં અગડની બહાર જે રાજતળાવ છે તે આ દૃષ્ટિએ જ ખાસ તૈયાર કરાવાયું હશે.

હાથીની સાઠમારી ઉપરાંત બીજા પ્રાણીઓની લડાઈ તથા મલ્લોની કુસ્તી પણ થાય છે ને તે જોવા ઘણાં માણસો ભેગાં થાય છે. જગમશહુર પહેલવાન ગામા વડોદરાને પોતાનું ઘર ગણે છે, તે હકીકત અહીં જણાવી લઉં.

ખંડેરાવ મહારાજાને કુસ્તી ઉપરાંત આવી સાઠમારીઓ વગેરેનો પણ ઘણો શોખ હતો. ચાલો, હવે મોડું થયું છે એટલે પાણીદરવાજે થઈને ઘેર જઈશું. જુઓ, અગડનો આ કોટ એની બાંધણીની દૃષ્ટિએ જોતાં મુસલમાની રાજઅમલ દર્મિયાન બંધાયો હશે એમ જણાય છે.'

ગાડી પાણી દરવાજા આગળ આવી પહોંચી એટલે કમુએ પૂછ્યું ' આ દરવાજાનું નામ પાણી દરવાજા શાથી

પડ્યું હશે ? પાણીના આ મોટા મોટા નળ ઉપરથી તો નહિ પડ્યું હોય ?'

અનંતરાવ કહે ' પાણીના નળ તો હમણાં થયા, પણ અહીંથી આસરે પચીસ માઈલ ઉપર ' પાણી ' નામનું એક ગામ છે. ત્યાં મેંગેનીઝ ધાતુની ખાણો ' પાણી માઈન્સ ' નામે જાણીતી છે. પહેલાંના સમયમાં પોલાદી હથિયારો તૈયાર કરવામાં આ ધાતુની ખાસ ઉપયોગિતા હોઈ એ ગામ પણ ઘણું જાણીતું હોય ને તે ઉપરથી આ દિશાના દરવાજાને ' પાણી દરવાજા ' નામ અપાયું હોય એમ મનાય છે. પેલી તરફનો દરવાજો વસતિ વધતાં પાછળથી તૈયાર કરાવાએલો છે. એનું નામ ગંજખાનં દરવાજો છે. ઘાસની ગંજીઓ એટલામાં થતી હશે તે ઉપરથી અથવા કોઈના નામ ઉપરથી આ નામ પડ્યું હશે.'

ગાડીવાળાએ બાબા માનપુરાની મસ્જીદ જોવા આગ્રહ કર્યો.

મસ્જીદ આગળ જતાં અનંતરાવે કહ્યું ' બાબા માન-સાહેબ નામના ફકીરની આ મસ્જીદ છે, તેમના નામ પરથી આ ભાગનું નામ બાબા માનપુર પડેલું છે. તેમના ગુરુનું નામ સદન મસ્તખાન હતું, ને એમ કહેવાય છે કે તેમની કબર, પાવાગઢનાં કાળકા માતાના મંદિર ઉપર, ' સદનશા પીર 'ની કબરને નામે જાણીતી છે.

તેઓએ એ ભાગમાં આવેલું કબીર પંથીઓનું મોટું

મંદિર પણ જોયું. ત્યાં રહેતા એ પંથના સાધુઓએ જણાવ્યું કે ' જેઠ સુદ પૂનમે કબિર જયંતિ ને ભાદરવા સુદ પૂનમે તેમની પુણ્યતિથિ આવે છે તે દિવસોએ અહીં અમારા પંથના હજારો સાધુઓ ભેગા થઈ મોટો ઉત્સવ ઉજવે છે. અમારૂં બીજું મંદિર શિયાબાગમાં પણ છે. '

ઘણું મોડું થવાથી અનંતરાવે ગાડી ઘર તરફ લેવરાવી. માડવી આગળ તેમણે ગાડીવાનને કહ્યું ' ઘડિયાળી પોળમાં થઈને ગાડી લેજે. '

અનંતરાવે પોળમા આવેલ અંબાજી માતાનુ મંદિર બતાવ્યું અને તેની લોકપ્રિયતા વર્ણવી આગળ જતા તેમણે જણાવ્યુ કે ' પૂર્વ તરફના પેલા મકાનમા અગાઉ ટંકશાળ હતી. તેમા અહીં અગાઉ ચાલતુ હતુ તે બાબાશાહી નાણુ તૈયાર થતું હતુ. બાબાશાહીનું ચલણ બંધ થતા ટંકશાળ બંધ થઈ ને એમા હમણા શ્રી સયાજી હાઇસ્કૂલ નામની ખાનગી હાઇસ્કૂલ બેસે છે.

મહારાજા દામાજીરાવ પછી પહેલા સયાજીરાવ ગાદીએ બેઠા. તેમના સમયમા સઘળો રાજકારભાર પહેલા ફત્તેહસિંહરાવ ચલાવતા હતા તેઓ નામાંકિત રાજદ્વારી પુરુષ તરીકે પ્રખ્યાત છે પહેલાના સમયમા ઘેર ઘેર ઘડિયાળો નહોતી ત્યારે ખાસ કરીને આંકડાના ટકોરાથી કેટલા વાગ્યા તેની જાણ પ્રજાને કરાવાતી હતી. ફત્તેહસિંહરાવ પોતાના

# પ્રકરણ ૩જું

*

[ નવાબજારથી ફત્તેપુરામાં થઇ માંડવી પસાર
કરી વાડી તથા ગોયાગેટ ને મકરપુરા સુધી ]

*

મહેમાનો સાથે જમતાં જમતાં નવનીતરાયે કહ્યું, ‘ મારા એક ઓળખીતાની મોટર મંગાવી છે. બપોર પછી તેમાં બેસીને ફરવા જજો. ’.

જમીને તેઓએ આરામ કર્યો એટલામાં મોટર આવી પહોંચી એટલે ચારે જણ નીકળી પડયાં.

અનંતરાવે નવાબજારને ટૂંકે રસ્તે થઇને મોટર લેવરાવી. રસ્તામાં આવતા રોકડનાથ હનુમાનનાં દર્શન કરી ત્યાંથી થોડેક આગળ જતાં અનંતરાવે માહિતી આપવા માંડી ‘ આ નવાબજારનો ભાગ છે, અહીંની લોખંડ વગેરેની નાની નાની દુકાનોવાળા પણ ઘણો વેપાર ખેડે છે. જુઓ, આ તરફનો કોટનો ભાગ હજી સલામત રીતે ઉભેલો જણાય છે.

હવે આ ફત્તેપુરા આવ્યું આનંદરાવ મહારાજની

કારકિર્દી દર્મિયાન ગોવિંદરાવ મહારાજના નાના પુત્ર, બીજા ફત્તેહસિંહરાવના હાથમાં વડોદરાનાં રાજ્યસૂત્રો હતાં. ઈ સ. ૧૮૧૮ માં એકાએક તેમનો પરલોકવાસ થતાં તેમનાં પત્ની રાધાબાઇ સતી થવાનો વિચાર ધરાવતાં હતાં, પણ તેમને ખોળે દત્તવિધાન થયેલું હોવાથી તેમને પોતાનો વિચાર મોકુફ રાખવો પડયો હતો. એ રાધાબાઈ આ તરફના મોટા વાડામાં રહેતાં હતાં ને તેથી જ, ફત્તેહસિંહરાવના નામ ઉપરથી, આ ભાગનું નામ ફત્તેપુરા પડયું છે. એક જુના ગરબામાં ફત્તેપુરાની વસતિ સંબંધમા એવી એક લીટી છે કે

'ફોર્મટિઆ બહુ ફત્તેપુરામા, દેવાળીઆનું ઠેકાણું રે'

આ ઉપરથી એવું અનુમાન થાય છે કે દેવું ફેડવામાં નિષ્ફળ નિવડનાર લોકો આ ભાગમાં આવીને રહેતાં તેમના ઉપર લેણદારથી ત્રાસ કરાતો નહિ હોય, અર્થાત્ એવી કંઈક સવલતો આપીને આ પરૂં વસાવ્યું હશે. અહીં આગળ દર શુક્રવારે મોટી ગુજરી ભરાય છે. તે દિવસ દૂર દૂરતાં ગામોના લોકો પરચુરણ ચીજો તથા ઢોર વગેરે ખરીદવા-વેચવા અહીં આવે છે.

પશ્ચિમે કાલુપુરા ને યાકુદપુરા નામના બે પરા આવેલા છે. ચાલો, વારસિયાનું મોટું મેદાન પણ જોતાં જઈએ.'

વારસિયા મેદાન પાસે જતા અનતરાવ કહે 'ઇ સ. ૧૮૫૬ મા શ્રીમંત ખંડેરાવ મહારાજાએ આ મેદાન તૈયાર

કરાવવાની તજવીજ કરી હતી. વસતિના ઘરોની વ્યાજબી કીંમત આપીને મેદાન તૈયાર કરાવતાં પાંચ સાત વર્ષ લાગ્યાં હતાં. એ મેદાન તૈયાર થયું એ અરસામાં જ તેઓશ્રીનો વિવાહ મહારાણી જમનાબાઈ સાથે થયો. લગ્ન થયા પછી ઈ. સ. ૧૮૯૫ માં મોટા દબદબાથી મહારાજાએ કમાંડર તરીકેની સર્વ જવાબદારી લઈને મહારાણીને લશ્કરી સલામી અપાવી હતી '

કમુ કહે ' વાહ ! આ ઉપરથી તેઓના સ્ત્રી સન્માનના અને લશ્કરી શિસ્તના વખાણવા યોગ્ય ગુણો દેખાઈ આવે છે.'

અનંતરાવે કહ્યું, ' આજ મેદાનમા સન ૧૯૨૬ મા શ્રીમંત સયાજીરાવ મહારાજના સુવર્ણ મહોત્સવ પ્રસંગે એક ભવ્ય જાહેર દરબાર ગોઠવવામાં આવ્યો હતો ને તેમા ગુજરાતી, મરાઠી, અંગ્રેજી, હિંદુસ્થાની, અરબી તથા ફારસી ભાષામા જુદી જુદી કોમો તથા સંસ્થાઓએ માનપત્રો અર્પણ કર્યા હતા. '

અનંતરાવે તેમને વારસિયા લાઈન્સ, અજબ તળાવ, અજબડી મીલ વગેરે બતાવ્યું અને પછી મોટર ચાંપાનેરી દરવાજા પાસે લેવરાવી.

દરવાજા પાસે આવતાં અનંતરાવે કહ્યુ ' આ બાજુએ પ્રખ્યાત ચાંપાનેર શહેર આવેલું હતુ તે ઉપરથી આ દરવાજાનુ નામ ' ચાંપાનેરી દરવાજો ' પડયું છે અહીંથી ઉત્તર તરફની

માટે મોટા મોટા લોખડી ઘોડાઓ ખાસ તૈયાર કરાવાયેલા છે પુસ્તકોની ગોઠવણી ઉત્તમ રીતે કરાયેલી હોય છે પુસ્તકના તથા લેખકના નામના જુદાં જુદા પત્તા કક્ષાવારી પ્રમાણે ગોઠવેલા હોય છે તેમા લખેલ નબર પ્રમાણે જોતા જોઈતુ પુસ્તક તરત જ મળી શકે છે અસખ્ય વાચકો એનો લાભ લે છે ’

ઉપરના ખડમા ‘ રેફરન્સ લાયબ્રેરી ’ છે બીજે અલભ્ય એવા કીંમતી પુસ્તકોનો અભ્યાસ ત્યા બેસીને કરી શકાય છે

મકાનમા આસપાસ પુરતી બારીઓ મુકીને તથા મેડા ઉપરના ભાગમા ભાગે નહિ એવા કાચ જડીને એવી ઉત્તમ રચના કરાઈ છે કે જેથી દરેક ભાગમા પુરતુ અજવાળુ પડે

ઈ સ ૧૯૧૦ મા શ્રીમત સયાજીરાવ મહારાજાએ રાજમહેલના પુસ્તકાલયના કીંમતી પુસ્તકો ભેટ આપી, આ પુસ્તકાલયની સ્થાપના કરી, તેના ઉપરી ત રીકે એક નિષ્ણાત અગ્રેજ અમલદારની નિમણૂક કરી હતી હાલના ઉપરી–ક્યુરેટર–રાજ તરફથી યુરોપ–અમેરિકા જઇ આ પ્રવૃત્તિનો ખાસ અનુભવ લઈ આવેલા છે

પુસ્તકાલયના આગલા ખડમા ભીંતો ઉપર જાણીતા પુરૂષોની મોટી મોટી છબીઓ ટાંગેલી છે

ઉત્તર તરફના ભાગમા સ્ત્રીઓ માટેનુ મહિલા પુસ્તકાલય

છે. આવો, મેડા ઉપરતુ બાળ પુસ્તકાલય જોઇ લઇએ. એ તો અત્યારે ખુલ્લું જ છે.'

ઉપર જઇને રમુ કમુએ, બાળપુસ્તકાલય તથા બાળકો માટેની જુદી જુદી રમતનાં સાધનો જોયાં. ત્યાંનાં કાર્યકર્તા બહેને તેમને જણાવ્યું કે, 'આસરે ૪૨૦૦૦ કરતાંય વધારે બાળકો વર્ષ દર્મિયાન આ સંસ્થાનો લાભ લે છે.'

નીચે ઉતરતાં અનંતરાવે કહ્યું 'આ ઉપરાંત રાજનાં જુદાં જુદાં ગામોમાં જે પુસ્તકાલયો તથા બાળપુસ્તકાલયો ચાલે છે તેને પણ સરકાર મદદ આપે છે. આવાં આસરે દોઢ હજાર પુસ્તકાલયો રાજમાં છે.'

રમુકમુએ નક્કી કર્યું કે 'હવે એકવાર પુસ્તકાલય ખુલ્લું હશે ત્યારે ખાસ આવી જઈશું.'

પુસ્તકાલયની બહાર નીકળીને તેઓ એ ભાગમાં આવેલ રાધાવલ્લભનું અને વિઠ્ઠલનાથજીનું મંદિર જોઇ આવ્યાં.

મોટર તરફ પાછા આવતાં અનંતરાવે કહ્યું કે 'બીજા સયાજીરાવ મહારાજ પાસે મથુરાં તરફનો દેવીદાસ નામનો એક ગવૈયો હતો. એકવાર મહારાજાએ તેના ઉપર પ્રસન્ન થઇને તેને મોટી રકમનું ઈનામ આપવા માંડ્યું, પણ ગવૈયાએ રોકડ ઈનામને બદલે તેમાંથી એક મંદિર બંધાવી આપવાની વિનતિ કરી. તે ઉપરથી મહારાજાએ ઈ. સ. ૧૮૩૫ માં આસરે ત્રીશ ચાળીશ હજાર રૂપિયા ખર્ચીને આપણે પહેલું જોયું તે

સડકે જતા ત્રણેક માઇલ પર હરણીના હનુમાન આવે છે. ખાસ કરીને શ્રાવણ મહિનાના દર શનિવારે ત્યાં અસંખ્ય ભાવિકો દર્શન કરવા જાય છે. હાલમાં એ તરફ એક ઍરોડ્રોમ એટલે વિમાન ઘર બાંધવાની તજવીજ ચાલે છે. '

કનુભાઈએ ધ્યાન ખેંચ્યું એટલે અનંતરાવ સૌને હાથી-થાન જોવા લઈ ગયા. ત્યાં વિશાળ ઉંચા મકાનમાં મોટા મોટા હાથી જોઇ રમુકમુ ઘણા રાજી થયા. અનંતરાવ કહે ' અહીં ઘણી કીંમતી અંબાડીઓ છે. સોનાની મુખ્ય અંબાડીની કીંમત આસરે દોઢ લાખ રૂપિયાની છે. '

ફત્તેપુરામાં આવેલ વલંદાની કોઠી જોઈ આવ્યા પછી મોટર ચાંપાનેરી દરવાજામાં થઇને માડવી તરફ ધીમે ધીમે જવા લાગી.

અનંતરાવ કહે ' જુઓ, આ ડાબી તરફ જૂનો સરકાર-વાડો છે. ગાયકવાડ સરકારનો વડોદરામાં સૌથી પ્રથમ બંધાવેલ એ રાજમહેલ છે. ' સેંટ્રલ લાયબ્રેરી 'નું નવું મકાન તૈયાર થયું નહોતું ત્યારે એના આ એક ભાગમાં એ પ્રખ્યાત લાયબ્રેરી હતી. હાલમાં પણ આ ભાગ લાયબ્રેરી ખાતા માટે જ વપરાય છે, ઉપરના ભાગમાં જુદા જુદા દૈનિક, અઠવાડિક અને માસિક પત્રોનું વાચનાલય છે, નીચેના ભાગમાં ફરતું પુસ્તકાલય છે. ત્યાંથી નાની નાની પેટીઓમાં થોડા પુસ્તકો મુકી તે બહારગામ વાચવા માટે મોકલાય છે.

જોડેના પેલી તરફના ભાગમાં ' રાજકીય સંસ્કૃત મહા-

વિદ્યાલય ' આવેલું છે. તેમાં પુરોહિત, પુરાણિક, શાસ્ત્રી, પંડિત, જ્યોતિષી તથા વૈદ્ય તૈયાર કરવા માટે યોગ્ય શિક્ષણ અપાય છે. સન ૧૯૧૫ થી આ સંસ્થા શરૂ થઈ છે ને તેમાં ગમે તે જ્ઞાતિના હિંદુને દાખલ કરવામાં આવે છે એ એની વિશિષ્ટતા છે. સરકારવાડાના મધ્યભાગે આવેલ આ ચોગાનમાં દર વર્ષે સરકારી તાબુત તૈયાર કરાવવામાં આવે છે, પેલી તરફના ભાગમાં ' સરકારવાડા ગુજરાતી શાળા ' બેસે છે.

આ રજવાડો પહેલા સયાજીરાવ મહારાજના સમયમાં તેમના નાનાભાઈ પહેલાં ફત્તેસિંહરાવ કે જેમને પેશવાએ પોતાના મુતાલિક તરીકે નિમ્યા હતા, તેમણે બંધાવ્યો હતો. આ રાજવાડાના બીજે મજલે એક મોટો ઓરડો છે, તેને બધા મળીને બાર દરવાજા હોવાથી તે ' બારદ્વારી ' તરીકે ઓળખાય છે. આ બારદ્વારીમાં બેસીને તે સમયે શ્રીમંત સરકારી કામકાજ કરતા હતા.

શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજના પિતા કૈ. શ્રીમંત ફત્તેહસિંહરાવનો જન્મ આ રાજવાડામાં થયો હતો

જમણી તરફ પેલી બાજુએ સરકારી તિજોરી આવેલી છે ને પેલું વિશાળ નવીન મકાન જણાય છે તે પ્રસિદ્ધ ' મધ્યવર્તી પુસ્તકાલય '–' સેંટ્રલ લાયબ્રેરી ' શું છે. આ પુસ્તકાલય ઘણું મોટું છે. એમાં જુદી જુદી ભાષાનાં આસરે સવાલાખ કરતાં વધારે પુસ્તકો છે. એ પુસ્તકો મુકવા

મંદિર બંધાવી આપ્યું. આ મંદિર રાધાવલ્લભ સંપ્રદાયનું છે. ઈ. સ. ૧૯૩૫ માં તે મૂળ માલિકના વંશજને સોંપવામાં આવ્યું છે.

'વિઠ્ઠલનાથજીનું' મંદિર સરકારી છે, છતાં સાર્વજનિક છે. ત્યાં વારંવાર કથાકીર્તનો તથા ધાર્મિક ઉત્સવો થાય છે. તુળસી વિવાહનો વિધિ તો એકાદ ખરેખરા વિવાહ વિધિ જેવી જ ધામધુમથી કરવામાં આવે છે. એ વિઠ્ઠલ મંદિર શ્રીમંત ગોવિંદરાવ મહારાજના મૃત્યુ પછી તેમનાં વિધવા મહારાણી ગહિનાબાઈએ બંધાવ્યું હતું. અગાઉ એ સ્થળે એક સદાવ્રત પણ ચાલતું હતું. એ મંદિરનું વાર્ષિક ખર્ચ દશ હજાર રૂપિયા જેટલું છે.

ક્રતુ કહે ' એની ભીંતો અને છત ઉપર કેવા સુંદર' ચિત્રો ચીતરાયાં છે ! '

પછી જરાક આગળ જતાં અનંતરાવ કહે ' આ 'ખરોડા બેંક' નો પૂર્વ તરફનો ભાગ. અહીં અગાઉ જે ઇમારત હતી તેમાં શ્રીમંત ગોવિંદરાવ મહારાજની પાદુકા સન ૧૮૦૦ માં પધરાવી હતી. શ્રીમંત સયાજીરાવ મહારાજને દત્ત વિધાન માટે કવલાણાથી તેડાવેલા ત્યારે તેમનો મુકામ એ જ ઇમારતમાં અપાયો હતો. '

હવે ક્રતુએ કહેવા માંડ્યું ' ડાબે હાથે જણાય છે તે ' લીલો બંગલો ' એમાં નીચે પોલિસ થાણું અને મેડા ઉપર

બીજી કેટલીક ઓફિસો છે. એકવાર અમારા પાડોશીનો બચુ વિઠ્ઠલમંદિર આગળ ભૂલો પડી ગયો હતો ત્યારે એને પોલિસે લાવીને અહીં આ લીલે બંગલે બેસાડયો હતો. અમે પહેલીજ તપાસ અહીં કરી એટલે તરત એનો પત્તો મળી ગયો હતો.'

અનંતરાવ કહે ' એની પાછળના ભાગમાં શ્રી ચિમણાબાઈ સ્ત્રીઉદ્યોગાલય 'ની શાખા, તથા ' બાળસંરક્ષણ સંસ્થા ' આવેલી છે.'

પછી મોટર માંડવી વટાવીને ચોખંડી તરફ ધીમે ધીમે જવા લાગી.

અનંતરાવ કહે ' આ જમણી તરફ છે તે અહીંની મોટી જુમ્મામસ્જીદ. મુસલમાની રાજઅમલ દરમિયાન બંધાવાએલી કેટલીક ઈમારતો અહીં છે તે પૈકીની એક આ મસ્જીદ છે. એની વ્યવસ્થા કરવા માટે એક પંચ નિમેલું છે ને તેના કામકાજ પર સરકારની દેખરેખ છે. ઘણી જીર્ણ થતાં આ મસ્જીદ ઇ. સ. ૧૯૨૫માં પુનઃ બંધાવવામાં આવી ત્યારે રાજ્ય તરફથી ઉદાર મદદ અપાઈ હતી.'

રમુ કહે, 'અહીં પણ મોટી મોટી દુકાનો આવેલી છે !'

થોડેક આગળ જતાં અનંતરાવે કહ્યું ' જુઓ, આ ખાંચામાં ' શ્રોફ મેમોરિયલ હાઈસ્કૂલ ' નામની એક ખાનગી હાઈસ્કૂલ છે.'

ગેંડી દરવાજા પાસે આવતાં અનંતરાવે કહ્યું ' પહેલાં

આ તરફ સરકારી ગેડા રાખવામાં આવતા હતા તે ઉપરથી આ દરવાજાનું નામ ' ગેડી દરવાજો ' પડયું છે. '

કમુ કહે ' ગેંડાના નાક ઉપર એક શિંગડું હોય છે. એ પ્રાણી ઘણું વિકરાળ હોય છે, ' એમ મેં વાંચ્યું છે.

દરવાજા તરફ ધ્યાનપૂર્વક જોઈ રહેલા રમુ બોલ્યા ' બીજા દરવાજા એક મજલી છે, પણ આ દરવાજાને બે મજલા છે ! '

પછી આગળ બીજા દરવાજા પાસે જતાં અનંતરાવ કહે ' આ દરવાજાનું નામ ગોયા દરવાજો છે. એ નામ પડવાનું ચોક્કસ અનુમાન થઇ શકતું નથી.

આપણે એક વાર ભરૂચમાં ગયેલા ત્યારે ત્યાં ' વાંદરા બુરજ ' જોયો હતો એ તમને યાદ હશે અહીંથી અગ્નિખૂણા તરફ જતાં જૂના કોટમાં જે બુરજ છે એનું નામ ' વાંદરા બુરજ ' છે. '

હવે અનંતરાવે મોટરને વાડી તરફ લઇ જવાની સુચના આપી.

અનંતરાવને છેલ્લી પોળમાં રાજવૈદ્યને મળવાનું હતું એટલે પ્રથમ તેઓ એ તરફ ગયાં. ત્યાં જતા જતા એક પોળ બતાવી તેમણે કહ્યું ' આ પ્રેમાનંદ કવિની પોળ છે. ગુજરાતના આ પ્રખ્યાત કવિનાં આખ્યાનો તો તમે વાચ્યા જ હશે. '

કમુ કહે ' હા, હા, એમનું ' નળાખ્યાન ' તો હું બે ત્રણ વાર વાંચી ગઈ છું. અમારી લાયબ્રેરીમાં એમનાં ઘણાં આખ્યાનો છે. '

અનંતરાવ કહે ' એ પ્રખ્યાત કવિ અહીં રહેતા હતા. અહીં રહીને તેમણે એમનાં ઘણાં આખ્યાનો રચેલાં. આસરે ત્રણસો વર્ષ પહેલાં મોટી માણના તાલ સાથે પોતાના મીઠાશ ભર્યા સૂરથી તેઓ આખ્યાનો ગાતા ત્યારે તે સાંભળવા વડોદરાનાં સ્ત્રી પુરુષો ગાંડાં ઘેલાં બની જતાં હતાં. લોકોએ ભાવપૂર્વક તેમનું નામ ' માણ ભટ્ટ ' પણ પાડેલું. વડોદરાના અને ગુજરાતના એ લોકપ્રિય મહાકવિના સ્મરણાર્થે આ પોળનું ' વચલી પોળ ' નામ હતું તે બદલીને ' પ્રેમાનંદ કવિની પોળ ' એવું નામ રાખવામાં આવ્યું છે. '

આમ બને છે. ગમે તેમ હોય; પણ એક સમયે આ મીઆં મહમ્મદનું નામ આ ભાગમાં ઘણું જાણીતું હશે.

આ તરફના એક ભાગનું નામ જહાંગીરપુરા છે. મોગલવાડા, રંગમહાલ વગેરે નામો ઉપરથી મોગલોના રાજ્યઅમલ દર્મિયાન આ ભાગ વસ્યાનું જણાય છે. મોગલવાડામાં વહોરાલોકોની વસતિ ઘણી છે.

દક્ષિણ તરફ ગજરાવાડીનો ભાગ ને હાથો ખાઠ દરવાજો છે. તેની વચ્ચેનો વિસ્તાર ગણપતપુરાને નામે ઓળખાય છે. એ નામ ગણપતરાવ મહારાજાના નામ ઉપરથી પડ્યું હશે. એની પાસે જ રામતળાવ છે ને ત્યાં આગળ ભાજીપાલાની રોપણી થાય છે. એની પાસેનું ગોપાળરાવ મૈરાળનું રામમંદિર વખણાય છે. તમે આજે સવારે ગોપાળરાવ મૈરાળનું નામ તો સાંભળ્યું છે. એમના એક વંશ જ મારા મિત્ર છે. ચાલો, આપણે તેમનો પ્રશસ્ત વાડો જોઈ આવીએ. ’

વાડીમાં ઘણું જોઈ શકાય એમ હતું, પરંતુ પુરતો વખત નહિ હોવાથી સ્વામીનારાયણનું પ્રખ્યાત મંદિર જોઇ તેઓ આગળ જવા નીકળ્યાં.

પછી મોટર ઝપાટાબંધ દક્ષિણ તરફ ઉપડી.

એક નવીન મકાન બતાવીને અનંતરાવે કહ્યું ' જુઓ, ડાબી તરફ છે તે ગીતા મંદિર હમણાં જ તૈયાર થએલું છે. જાણીતા વિદ્યાનંદજી મહારાજે એ બંધાવ્યું છે.'

આગળ જતાં તેમણે નાનાં નાનાં તળાવમાં ફરતાં ઘણાં ડુક્કરો જોયાં.

અનંતરાવ કહે ' અગાઉના સમયમાં અહીં ડુક્કરોનો ત્રાસ ઘણો હતો. હૈદરશા નામના એક ફકિરને એક રાત્રે ડુક્કરોએ ઘણો ત્રાસ આપ્યો હતો. એ બાબત જાણતાં જ ખંડેરાવ મહારાજાએ ઘણાં ડુક્કરોનો નાશ કરાવ્યો હતો.'

કેટલેક દૂર ગયા પછી એક મંદિર બતાવી અનંતરાવે કહ્યું ' ગાયકવાડના ખંડોબા નામના કુળદેવતાનું આ મંદિર શ્રીમંત ગોવિંદરાવ મહારાજાએ બંધાવ્યું છે. પાછળથી ખંડેરાવ મહારાજાએ એના ઓટલા મોટા ને ઉતરવા રહેવા યોગ્ય બનાવરાવ્યા હતા. જાત્રાળુ, ગોસાઇ-બાવા-લોકો આવીને અહીં ઉતરે છે.'

ગોયાગેટ સ્ટેશન તરફના રેલ્વેના ઝાંપા આગળ મોટર પહોંચી એટલે અનંતરાવ કહે ' પહેલાં બીજું કેટલુંક જોઇ

આવીએ. પછી ગોયાગેટ સ્ટેશને જઈશું.' આમ કહીને તેમણે મોટરવાળાને હજીરા તરફ જવાની સૂચના આપી.

આગળ જતાં અનંતરાવે જણાવ્યું 'અગાઉ આ સ્થળે દંતેશ્વર નામનું નાનું ગામ હતું; હમણાં તો એ વડોદરાની હદમાં ભળી ગયું છે. આ સીધો રસ્તો જાણીતા મકરપુરા પૅલેસ તરફ જાય છે. એની જમણી બાજુએ જણાય છે તે સેનાપતિ આનંદરાવ ગાયકવાડનો આનંદબાગ છે. ડાબી બાજુએ 'છોટી ખાસ પાગા' છે. આ પાગાના વિસ્તીર્ણ મેદાનમાં જણાય છે તે મોટી ઈમારત હજીરાને નામે ઓળખાય છે. એમાં ત્રણ ખાસ કબરો છે. આ હજીરો સન ૧૫૯૮ના અરસામાં બંધાયેલ છે. ઈ. સ. ૧૫૮૩ માં અકબર બાદશાહનો ગુજરાતમાંનો કુતુબુદ્દીન નામનો એક સુબો હતો તેના સ્મરણાર્થે તેના ભત્રીજા ને તે સમયના ગુજરાતના સુબા મીરઝાં અઝીઝ કોકાએ આ હજીરો તૈયાર કરાવ્યો હતો. ચાલો, આપણે એ જોઈ આવીએ.'

કમાનવાળાં ત્રણ પ્રવેશદ્વારોની સામેની જાળીનું ઉત્તમ કોતરકામ, સીડી પાસે આવેલ ઘુમ્મટ ઉપર લાલ રંગનું ચકચકીત પ્લાસ્ટર અને પીળી રેખાઓ જોઈ તેઓએ ત્રણસો સાડાત્રણસો વર્ષ ઉપર આ ઈમારત બંધાઈ હશે ત્યારે કેવી સુશોભિત હશે તેનો ખ્યાલ કર્યો. કમાનોની બાજુ પર કુરાન શરીફના કેટલાક કલમા અરબી લિપિમાં ઉપસેલા કોતરેલા છે તે તરફ પણ અનંતરાવે ધ્યાન ખેંચ્યું.

અનંતરાવ કહે ' એમ કહેવાય છે કે પહેલાં આની નીચે મોટું ભોંયરૂં હતું. તેમાં થઈને ઠેઠ પાવાગઢ સુધી જવાનો રસ્તો હતો. હમણાં તો એ જણાતું નથી, તેથી બંધ કરાયું હશે એમ લાગે છે. આ દરગાહના નિભાવ માટે બાદશાહ ઔરંગઝેબે લખી આપેલા દાનપત્રને દામાજીરાવ બીજાએ અને ખંડેરાવ મહારાજાએ નવેસરથી ચાલુ કરી આપ્યું હતું. અગાઉના સમયમાં આ હજીરાની પાસે મેંદીની ભૂલભૂલામણી તથા આસપાસ કોટ હતો, પણ હમણાં તે નષ્ટ થયેલ છે.'

સયાજીરાવ મહારાજાના હીરક મહોત્સવ અંગે ઘણુ યાદગાર નીવડશે. ઈ. સ. ૧૯૩૬ ના જાન્યુઆરીની ત્રીજી તારીખે એક ભવ્ય મંડપ અહીં બાંધવામા આવ્યો હતો. એની રચના ઘણી ઉત્તમ રીતે કરાઇ હતી, ને એ શુભ પ્રસંગે અનેક જાણીતાં સ્ત્રીપુરૂષો ત્યાં ભેગાં થયાં હતાં. વડોદરાની અને વડોદરા બહારની અનેક સંસ્થાઓએ શ્રીમંતને માનપત્રો અર્પણ કરી તેઓશ્રીના ગુણગાન ગાયા હતાં. ભારતભૂષણ પંડિત મદન મોહન માલવિયા જેવા અગ્રગણ્ય નેતાએ પણ ત્યા પધારી શ્રીમંતના ઘણાં વખાણ કરી તેઓશ્રીને ભાવભીની અંજલિ અર્પી હતી. એ શુભ પ્રસંગે શ્રીમંતે એક કરોડ રૂપિયા આપી ' હીરક મહોત્સવ ગ્રામોદ્ધાર નિધિ 'ની જાહેરાત કરી હતી. '

પછી મકરપુરા પૅલેસ પાસે મોટર જઈ પહોચતા અનંતરાવ કહે ' આ પૅલેસ ખંડેરાવ મહારાજાએ બંધાવ્યો હતો. પાછળથી મલ્હારરાવ મહારાજાએ એનો કેટલોક ભાગ પાડી નખાવ્યો હતો, પરંતુ ઇ. સ ૧૮૯૦ મા શ્રીમંત સયાજીરાવ મહારાજાએ એ ભાગ પુન નવીન પદ્ધતિએ બંધાવ્યો હતો. નવીન બંધાવેલ ભાગ એક સ્વતંત્ર મહેલ જેવો જ છે છતા તે જૂના મહેલને એન્માલુમપણે મેળવી દેવાયેલો છે નવા ને જૂના મહેલની વચમાના એક ઉંચા ભાગ પર ગાયકવાડ સરકારનો ભગવો ઝંડો ઊંચો ફરકી રહ્યો છે!'

કસુ કહે ' આગગાડીમાથી આ ઉંચો ભાગ તો અમે જોયો હતો. '

'આ રાજમહેલ ઈંટનો બંધાવેલ હોઈ ઇટાલિયન પદ્ધતિએ એની બાંધણી કરાઈ છે. એની મુખ્ય મુખ્ય જગાઓ ચુનાગચ્છીથી મઢેલી છે. એની આસપાસ એજ પદ્ધતિનો મનોહર બાગ છે. ચાલો, એમાંના સંગેમરમરના ફૂવારા, ગ્રીષ્મગૃહ, ઉત્તમ કારીગરીવાળાં પુતળાં વગેરે જોઈએ.'

જમીન પર પથરાયેલ કુદરતી લીલો ગાલીચો, નાનાંવિધ રંગનાં ફૂલછોડના કયારા વગેરે જોઈ તેઓને ખૂબ આનંદ થયો.

'આ કુત્રિમ નદીનો દેખાવ કેવો નૈસર્ગિક લાગે છે! એમાં પેલો વિજળીનો ઝરો-ઈલેકિટ્રક ફાઉન્ટન-થોડાં વર્ષો ઉપર જ તૈયાર કરાવેલો છે. તે ઘણો ચિત્તાકર્ષક લાગે છે. કવચિત એકાદ રાત્રિએ સરકારની સવારી અહીં પધારે છે ત્યારે એ ફૂવારો ઉડાવાય છે. આવો, પેલી તરફનું મનોહર હંસતળાવ જોઈએ. જુઓ, એના ઉપર જાપાનીઝ પદ્ધતિનો પુલ અને ચા-ઘર કેવાં આકર્ષક દેખાય છે! ૧૩૦ એકર જેટલી જગામાં આ વિશાળ બગીચો પથરાએલો છે!'

રસુકસુને તો જાણે એ સ્થળે બેસી જ રહેવાનું મન થતું હતું, પણ સાંઝ પડવા આવી હતી ને બાપુજીને તેડવા ગોયાગેટ સ્ટેશને જવાનું હોવાથી તેઓ પાછાં વળ્યાં.

ગોયાગેટ સ્ટેશન પાસે આવતાં અનંતરાવ કહે 'આ ગોયાગેટ સ્ટેશન. આ રેલ્વેનું નામ જી. બી. એસ. રેલ્વે એટલે ગાયકવાડ બરોડા સ્ટેટ રેલ્વે એવું છે. અગાઉ તે બી.બી. એન્ડ સી. આઈ. રેલ્વેની દેખરેખ નીચે ચાલતી હતી પણ હવે એનો વહિવટ રાજ્યે પોતાને કબજે લીધો છે.

ગોયાગેટ અને તેની પશ્ચિમે આવેલ વિશ્વામિત્રી તથા મોટું સ્ટેશન એવાં ત્રણ સ્ટેશનો વડોદરાનાં છે.

અહીંની વર્કશોપ પણ જોવા જેવી છે. હજી ગાડીને આવવાને થોડી વાર છે ત્યાં સુધીમાં દૂર સુધીની એ મોટી વર્કશોપ જોઈ આવીએ.'

રેલ્વેના અમલદારો વગેરેના બંગલા જોતાં જોતાં તેઓ વર્કશોપ તરફ ગયાં. ત્યાંનું કામકાજ જોઈ તેઓ સ્ટેશને પાછાં વળ્યાં.

'પેલી તરફ ઉત્તરે જણાય છે તે 'નવી મીલ' છે. આ અને 'અજબડી મીલ' બન્ને ઝવેરચંદ લક્ષ્મીચંદની જાણીતી પેઢીની છે.'

સમય થયો ને રસોઈ તરફની ગાડી આવી પહોંચી એટલે હરિપ્રસાદને સાથે લઈને તેઓ ઘેર ગયાં.

ઘેર જઈને નાસ્તોપાણી કર્યા બાદ અનંતરાવે પોતાને ઘેર જતાં જતાં કહ્યુ 'કાલે આપણે બાબાજીપુરા, દાંડિયાબજાર, રાજમહેલ રોડ વગેરે જોવા જઈશું. જમવાનું નિમંત્રણ તો યાદ છે ને?'

પછી હરિપ્રસાદે ખરીદી આણેલ નખેડાનાં ખાસ વખણાતાં લાખકામના સોનેરી-રૂપેરી નમૂના બતાવ્યા.

પુષ્કળ થાક લાગ્યો હોવાથી વાળુ કરીને તેઓ ઉંઘી ગયાં.

# પ્રકરણ ૪થું

*

[ લીમડાપોળથી માર્કેટ, બગીખાના, કલાભવન, બાબાજીપુરા, દાંડિયા બજાર સાંજે સવારી ]

*

ત્રીજે દિવસે સવારમાં વહેલાં ઉઠીને ભાઇબહેન નાહીધોઇને તૈયાર થઈ ગયાં. તે દિવસ દશેરા હોવાથી સૌ કોઈ ઘણાં ઉમંગમાં જણાતાં હતાં.

અનંતરાવ આવી પહોચ્યા. વિમળાબહેને જણાવ્યું ' આજે દશેરાને દિવસે મહેમાનો અહીં જ જમશે. '

પણ અનંતરાવે આગ્રહ કર્યો કે ' મોટાં ન આવે તો પણ બાળકો તો આજે અમારી મહારાષ્ટ્રીય રસોઇ જ જમશે.'

હરિપ્રસાદ કહે ' ભલે, આજે તેઓ મહારાષ્ટ્રીય લત્તાઓ જોવા જાય છે, ત્યારે એમની રસોઇનો સ્વાદ પણ ચાખવા દો '

આટલી વાતચીત થયા પછી તેઓ બહાર નીકળ્યાં. આજે થોડેક સુધી તો પગે ચાલીને જવાનુ એઓએ નક્કી કર્યું હતુ.

ડાંડિયાબજાર તરફના રસ્તા ઉપર થોડેક જતાં અનંત-રાવે કહ્યુ ' અહીં જમણી તરફ ' લુહાણા બોર્ડિંગ 'નુ મકાન છે. એના એક ભાગમા નાના બાળકોની સરકારી ' કિન્ડરગાર્ટન સ્કૂલ ' બેસે છે.

' મોહન ટૉકીઝ સિનેમા ' રમુએ વાંચ્યું.

અનંતરાવ કહે ' જુઓ, ડાબી બાજુએ ' શ્રી મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલ ' આવેલી છે. સવારમાં આ જ મકાનમા ' કર્વે કૉલેજ 'ના વર્ગો બેસે છે. છોકરીઓને છૂટથી હરવા ફરવા અને કસરત કરવા માટે આસપાસ કેવુ સુદર વિશાળ ચોગાન છે !

હવે આ પૂર્વપશ્ચિમ જાય છે તે મોટો રસ્તો દાંડિયા બજારનો છે. આ ભાગ બાબાજીપુરા કહેવાય છે. પેલી તરફ મારૂ ઘર જણાય છે. આપણે બધુ જોઇને પછી વખતસર ઘેર જઇશુ '

સીધે રસ્તે થોડેક આગળ જતા અનંતરાવ કહે ' ડાબે હાથે જણાય છે તે મોટુ મકાન ' શ્રી ગોવિંદરાવ મધ્યવર્તી શાળા 'નુ છે એમાં સાંજના ગાયનવાદન શીખવવાના વર્ગો પણ ચાલે છે. એની આગળનો આ મોટો રસ્તો ' રાજમહેલ રોડ '–' ચામરાજેન્દ્ર રોડ '–કહેવાય છે. એ રસ્તે થઇને જતા રાજમહેલના પૂર્વ તરફના પ્રવેશદ્વાર પાસે જવાય છે.

પેલું મોટું મકાન જણાય છે તે અહીંની જાણીતી 'ખંડેરાવ માર્કેટ'નું છે.

કસુ બોલી 'આ પુતળું ખંડેરાવ મહારાજનુ છે ?'

અનંતરાવ કહે 'હા, સંગેમરમરનું આ પુતળું જાણીતા શિલ્પકાર શ્રી. કરમરકરે તૈયાર કરેલું છે. ખંડેરાવ મહારાજને લશ્કરી કવાયતનો પણ ઘણો શોખ હતો. તે સમયના પ્રિન્સ ઓફ વેલ્સના સ્વાગત માટે તેઓ મુંબઈ ગયેલા હતા ત્યારે અંગ્રેજી ફોજે તેમને ઘણા માનપૂર્વક સલામી આપી હતી. તે અપૂર્વ દૃશ્યનું અત્યંત આકર્ષક ને મનોવેધક ચિત્ર એક જર્મન ચિત્રકારે ચીતર્યું હતુ. પાછળથી ઈ. સ. ૧૯૩૦માં ગાયકવાડ સરકારની ફોજના સેનાપતિ જનરલ નાનાસાહેબ સિંદેએ મોં માગી કીંમત આપીને એ ચિત્ર ખરીદી લીધું હતું. આજે પણ સેનાપતિ કચેરીમા એ ચિત્ર શોભા આપી રહ્યું છે. અંગ્રેજી ફોજે આવું ખાસ માન કાબુલના અમીર અને નેપાળના મહારાજા જેવા સ્વતંત્ર સત્તાધીશોને જ આપ્યું છે એ ઉપરથી આ પ્રસંગની ભવ્યતા સમજાશે.

આ પુતળું જોતાં જ તેઓશ્રીની લાક્ષણિક લશ્કરી ઢબ જણાઈ આવે છે. ચાલો, હવે માર્કેટમા જરા ફરી આવીએ.'

વિશાળ માર્કેટમાં શાકભાજીની અને અનાજ–કરિયાણાની અનેક દુકાનો જોઈ તેઓ એના પાછળના ભાગમાં ગયા,.

ત્યાં આગળ દૂરદૂરથી આવેલ ગાડાવાળાઓ જથ્થાબંધ શાકનો વેપાર કરતા હતા.

અનંતરાવ કહે ' આ મકાનના મેડા ઉપર ' શહેર સુધરાઇ 'ની કચેરી છે. સુધરાઇના સભ્યોની બેઠકો પણ વખતોવખત અહીં ભરાય છે, માર્કેટનો પેઢી તરફનો ભાગ હમણાં જ બંધાયો છે. '

માર્કેટના ચોગાનની બહાર નીકળી અનંતરાવ કહે ' જુઓ, ડાબા હાથ તરફ જણાય છે તે ' શ્રી સયાજી વિહાર કલબ 'નું મકાન છે, એમાં જુદા જુદા પ્રકારની દેશી અને પરદેશી રમત ગમતનાં સાધનો રખાયાં છે, અહીંના અનેક સુશિક્ષીત પ્રજાજનો કલબના સભાસદ બનીને એનો લાભ લે છે. શ્રીમંત મહારાજા સાહેબ તથા અન્ય ખાસા મંડળી પણ સવડ હોય ત્યારે અહીં પધારી પોતાના સહવાસનો લાભ આપે છે. કોઇ જાણીતા પુરૂષ આવે ત્યારે તેમનાં વ્યાખ્યાનો પણ અહીં ગોઠવાય છે. શ્રીમંત સયાજીરાવ મહારાજના શુભ-હસ્તે આ કલબ ઈ. સ. ૧૮૯૯ માં ખુલ્લી મુકાઇ હતી.

જુઓ, રસ્તાની ડાબી બાજુએ પીરામીતારની દર્ગા છેક પંદરમા સૈકાની છે. પીર અમીશા તાહેર નામના એક ફકિરની આ કબર છે. એ ત્રણે શબ્દોનો એક શબ્દ બની ' પીરામીતાર ' બન્યું. પીર એટલે વૃદ્ધ, તાહેર એટલે શુદ્ધ એવો એ બે શબ્દોનો અર્થ થાય છે. આ દર્ગા ઉપરથી એની પેઢી

બાજુ તરફના રસ્તાને 'પીરામીતાર રોડ' એવું નામ અપાયુ છે. એ રસ્તે થઇને પણ બાબાજીપુરામાં જવાય છે.'

કમુ કહે 'બાબાજીપુરા એ નામ પડવાનું કારણ શું હશે?'

અનંતરાવ કહે 'પ્રસિદ્ધ દિવાન રાવજી આપ્પાજીનું નામ તો તમે અગાઉ સાંભળ્યું છે. બાપુજી પાસેથી તેમના સબંધી વધુ વિગતો સાંભળીશું. બાબાજી એ તેમના ભાઈ થાય. આનંદરાવ મહારાજ સામે તેમના ભત્રીજા કડીના મલ્હારરાવે બંડ કર્યું ત્યારે તેને હરાવવા મેજર કર્નલ વૉકર સાથે ગાયકવાડી ફોજ લઇને તેઓ ગયેલા તે પછી કાઠિઆવાડમાં બે ત્રણ વાર જઇને મુલકગીરીની બાબતનો સફળ ઉકેલ કરી આવ્યા હતા. તેમનો 'વાડો' આ ભાગમાં આવેલો હોવાથી એનુ નામ બાબાજીપુરા પડેલુ છે. અગાઉ એનું નામ 'નીલકંઠપુરા' હતું. આ ભાગમા આવેલુ નીલકંઠેશ્વરનું મંદિર જે પહેલા નાનું હતું તેને બાબાજીએ મોટુ કરાવ્યુ હતું.'

નીલકંઠેશ્વર તથા તેની ઉત્તરે આવેલ ગણપતિ મંદિર અને રામમંદિર બતાવીને અનંતરાવે કહ્યુ 'નીલકંઠેશ્વરની દક્ષિણે આવેલી પેલી પોળ હાથીપોળ કહેવાય છે. અગાઉ બાબાજી દિવાનનુ હાથીથાન એ જગાએ હતુ. બાબાજીપુરાની દક્ષિણે પેલી બાજુ શિયાબાગ નામનો ભાગ છે.'

પછી મોટે રસ્તે થઈને તેઓ આગળ ચાલ્યા હજી ઘણું જોવાનુ બાકી હોવાથી તેમણે એક ગાડી ભાડે કરી લીધી.

આગળ જતા અનતરાવ કહે ' જુઓ, આ વિશાળ મેદાન ને તેની પશ્ચિમે જણાય છે તે ' લક્ષ્મી વિલાસ પૅલેસ.' હમણા આ તરફનો બધો ભાગ જોઈ લઈએ પૅલેસ તરફ પછીથી જવાનું રાખીશુ.'

પછી ગાડી બગીખાના તરફની સડકે લેવરાવી અનતરાવ કહે ' જુઓ, ડાબે હાથે જણાય છે તે મરાઠા વસતિગૃહનુ મકાન છે જમણી તરફ જે મોટુ મેદાન જણાય છે તે પોલોની રમત માટે વપરાય છે અગાઉના સમયમા અહીં મહાસેનક-ભિસાણા તળાવ—હતુ, તે પુરાવી દઈને આ મેદાન તૈયાર કરાવાયુ છે

આ મેદાનમા દર વર્ષે હિદવિજય જીમખાનાની વાર્ષિક રમતગમતની હરિફાઇ થાય છે કોઇ કોઈવાર મોટા સરકસ વગેરે પણ અહીં આવે છે

દિવાન ધાબાજી આપ્પાજીની પાગા આ સ્થળે રહેતી હતી એમ સાભળ્યુ છે

એની બાજુના લત્તાનુ નામ વિલાસપુર છે અગાઉ એનુ નામ કગાળપુરા હતુ અને ત્યા ગરીબ મુસલમાનોનો વસતિ હતી તેઓને સરકાર તરફથી ધર્માદા તરીકે ખીચડી આપવાનો રિવાજ ખડેરાવ મહારાજના સમયમા હતો

પેલી તરફનો ઉચો ભાગ સારવાન ( ઉંટવાળા )ની ટેકરી એ નામે અને તેની સામેનો ભાગ તુર્કોની પાગા નામે જાણીતો હતો. સુલતાનોને મદદ કરનાર તુર્કોની પાગા અને તેમનો સામાન લાવનાર–લઈ જનાર ઉંટવાળાઓ પાસે પાસે રહેતા હશે.'

સરકારી બગીખાના પાસે આવતા તેઓ ગાડીમાથી ઉતરીને અદર જોવા ગયાં. આજે દશેરા હોવાથી પુષ્કળ ધમાલ હતી અનતરાવના એક ઓળખીતાએ સાથે ફરીને તેમને બધુ બતાવ્યુ

'જુઓ આ સોનાની ગાડી ઘણી કીમતી છે. એની કીંમત આસરે ૭૫૦૦૦ હજાર રૂપિયા જેટલી છે.

પેલો ચાદીનો સિગરામ જુઓ, અગાઉના વખતમા તો એનુ કેટલુ મહત્વ હશે!'

બીજી ગાડીઓ બતાવતાં બતાવતા તેમણે કહ્યુ' 'અગાઉ ૫૫૦૦૦ રૂપિયાની સોનાની એક બળદ ગાડી હતી, પણ હવે એની જરૂર રહી નહિ હોવાથી તે ભાગી નખાઇ છે'

ઘોડાર, સોના રૂપાની તોપો તથા મોટર ગૅરેજ અને બીજા બગલાઓ તથા ટાકાકૂઇ વગેરે જોઇ લીધા બાદ તેઓએ ગાડીવાનને કલાભવન તરફ લઈ જવાનુ જણાવ્યુ.

કલાભવન પાસે આવતાં અનતરાવે જણાવ્યુ'

'ઈ. સ. ૧૮૯૦ માં શ્રીમંત સયાજીરાવ મહારાજાએ આ કલાભવનની સ્થાપના કરી છે. શરૂઆતમાં પ્રોફે. ગજ્જર જેવા પ્રખ્યાત રસાયણશાસ્ત્રી અહીં નિમાયા હોઈ આ સંસ્થાએ ઝડપી પ્રગતિ કરી હતી. હમણાં એમાં ઈજનેરી, રસાયણિક, વણાટ, કલા, સ્થાપત્ય, વ્યાપાર અને ફોટોગ્રાફીના જુદા જુદા વિભાગો છે. ગુજરાત અને ગુજરાત બહારના આસરે પાંચસો છસો વિદ્યાર્થીઓ આ ઉપયોગી સંસ્થાનો લાભ લે છે. બાજુમાં આવેલી પેલી વર્કશોપમાં કલાભવન અંગેની ઉપયોગી વસ્તુઓ બનાવાય છે.

કપડાં છાપવાનું 'કેલિકો પ્રિન્ટીંગ' તથા પુસ્તકોમાંનાં ચિત્રો છાપવાનાં બીબાં-બ્લૉકસ બનાવવાનું શીખવવાના વર્ગો પણ અહીં ચાલે છે.'

કલાભવન જોઈ લીધા બાદ તેઓ તેની પાસે આવેલ 'હીરક મહોત્સવ ગ્રામોદ્યોગ સંસ્થા' જોઈ આવ્યા ને તે પછી તેઓ દિવાન બાબાજી આપ્પાજીના વાડા પાસે ગયાં. મોટો વાડો બતાવી અનંતરાવે કહ્યું 'ચાલો, આપણે 'જુમ્માદાદા વ્યાયામ શાળા' જોઈ આવીએ. બાબાજી દિવાને પોતાના વાડા નજીક એક વિશ્રામબાગ નામનો સુંદર બગીચો તૈયાર કરાવ્યો હતો ને તેમાં એક વિશ્રાંતિસ્થાન બંધાવ્યું હતું. તેમના એક વંશ જ શ્રી વિજયસિંહજીએ આ વિશ્રામબાગને 'વિઠ્ઠલ ક્રીડાભવન' એવું નામ આપી તે જાણીતા વ્યાયામ-પ્રેમી રાજ્યરત્ન માણેકરાવજીને સોંપેલ છે. તેમણે જુદા જુદા

ઉપયોગી વિભાગો સ્થાપી પોતાના ગુરુ જુમ્માદાદા, જે ખંડેરાવ મહારાજના સમયમાં ઘણા પ્રખ્યાત હતા, તેમના નામ ઉપરથી એનું નામ જુમ્માદાદા વ્યાયામ શાળા રાખ્યું. જુઓ, અહીં સભાસ્થાન, અસ્થિસંધનાલયં, તરવાનો હોજ, શિવાજી-મંદિર વગેરે ઉપયોગી વિભાગો છે.'

પછી ગાડી મોટા રસ્તા ઉપર હંકાવી અનંતરાવ કહે 'આ દાંડિયાબજાર કહેવાય છે.'

કમુએ જરાક નવાઈ પામતાં પૂછ્યું 'એવું નામ શાથી પડયું હશે? અહીંના રહેવાશીઓ દાંડિયા–તોફાની હશે?'

અનંતરાવ કહે 'બાબાજી આપ્પાજી સાથે ગયેલી ફોજ સાથે વિઠ્ઠલરાવ દેવાજી નામના શૂરવીર સેનાપતિ હતા. બાજુમાં છે તે એમનો વાડો છે. તેમણે કાઠિઆવાડમાં ઘણી બહાદુરી દાખવી હતી તેથી ગાયકવાડ સરકારે તેમને 'કાઠિયાવાડ દિવાનજી'નો હોદ્દો વંશપરંપરા માટે આપ્યો છે. તેઓ કાઠિયાવાડમાંથી પાછા આવ્યા ત્યારે તેમની સાથે પાછા આવેલ સૈનિકો આ ભાગમાં વસ્યા હતા. તેઓ શહેરી-પ્રજા સાથે બેપરવાઈથી વર્તતા હોવાથી 'દાંડિયા' કહેવાતા ને તે ઉપરથી આ નામ પડયું હશે એવું અનુમાન થાય છે. કેટલાકો એવું અનુમાન પણ કરે છે કે અગાઉ કાઠિયાવાડ તરફથી વણજારા લોકો બળદ (જેને તેઓ 'ઢાંઢા' કહે છે) લઈને આવતા ત્યારે આ ભાગમાં રહેતા. આથી એનું નામ 'ઢાંઢા બજાર'ને પાછળથી દાંડિયા બજાર પડયું હશે.

આ રસ્તાના પશ્ચિમ તરફના છેડો ઉપર જમણા હાથે મહારાણી હાઈસ્કૂલની વિદ્યાર્થીનીઓ માટે એક બોર્ડિંગ હાઉસ છે. ચાલો, હવે થોડુંક જોઈ લઈને આપણે ઘેર પહોંચી જઈએ. '

પછી તેમણે ગાડીવાળાને દક્ષિણ તરફના રસ્તા પર જવા જણાવ્યું.

' જુઓ, આ જમણી તરફ બ્રાહ્મણ સભાનું મકાન છે. એ દક્ષિણી બ્રાહ્મણો તરફથી નવું જ બંધાવાયેલું હોઈ એમાં તેઓ માંગલિક પ્રસંગોએ ઉત્સવો ઉજવે છે.

હવે, ડાબી તરફ આવ્યું તે મકાન ' અન્યોન્ય સહાય્યકારી મંડળી 'નું છે. ' બરોડા બેંક ' પછી બીજે નંબરે આવી શકે એટલું એ મંડળીનું કામકાજ છે. '

ગાડી થોડે આગળ ગઈ એટલે અંનતરાવે કહ્યું ' જમણે હાથે જણાય છે તે ' નવાબ સાહેબનો વાડો ' છે. એની જાહોજલાલી મુસલમાની રાજઅમલ દરમ્યાન ઘણી હશે. પત્થરની પેલી કમાન હજી કેવી અખંડિત ઉભી છે ! '

હવે આ ડાબે હાથે આવ્યું તે મોટું મકાન ' રાવપુરા મરાઠી શાળાનું છે. '

પછી ગાડી મોટે રસ્તે થઈને રાવપુરા ગુજરાતી શાળાનું મકાન ફરી વળી ઉત્તર તરફના રસ્તે વળી. પશ્ચિમ તરફના

એક મકાનને બતાવી અનતરાવ કહે ' આ સીતારામ બુવાનો વાડો. પ્રખ્યાત દિવાન રાવજી આપ્પાજીનો એ વાડો તેમના ભત્રીજા સીતારામને મળ્યો હતો એ વાડામા અનેક વાર કથાકીર્તનો થાય છે.'

પછી એક નાને ટૂકે રસ્તે થઇને ગાડી ખારીવાવ રોડ પર લેવરાવી અનંતરાવ કહે ' પહેલા આ ભાગમા દિવાન રાવજી આપ્પાજીનુ દારૂગોળો બનાવવાનુ મોટુ કારખાનુ હતુ. દારૂખાનાની અસરથી અહીં આવેલ વાવનુ પાણી ખારૂ લાગતુ ને તેથી તેનુ નામ ખારીવાવ પડયુ હતુ '

વાત કરતા કરતા અનતરાવે પોતાના ઘડિયાળ તરફ જોયુ તો બાર વાગી ગયેલા જણાયા, એટલે ભાડુ આપી ગાડીવાનને વિદાય કરીને તેઓ બાળકોને પોતાને ઘેર તેડી ગયા

હાથ મો ધોઇને તેઓ જમવા બેઠા કેળના પાનમા ચતુરાઇથી પીરસાતી દક્ષિણી વાનીઓ બાળકોએ હોશે હોશે ખાધી.

કેટલોક સમય આરામ કર્યો પછી તેઓ કનુ સાથે એમને ઘેર ગયા.

સાંઝે ચાર વાગે તેઓ સવારી જોવા જવા તૈયાર થયા સવારી બતાવવાનુ કનુભાઇને સોંપાયુ હતુ એટલે તેમણે ન્યાયમંદિરના મેડા ઉપર ઉભા રહી શકાય એવી ગોઠવણ અગાઉથી કરી રાખી હતી

ખાસ આગ્રહ કરીને વિમળામામીને પણ સાથે લઈ રસુકસુ કનુભાઈ સાથે બહાર નીકળ્યાં.

સવારમાં જે રસ્તા ઉપર થોડાં જ માણસો જણાતાં હતાં ત્યાં અત્યારે જ્યાં જુએ ત્યાં અસંખ્ય માણસો જણાયાં !

રસુ કહે ' આ બધાંય સવારી જોવા આવ્યાં હશે ? '

કનુ કહે ' હા, દર વર્ષે દશેરાની અને ગણપતિની સવારી જોવા આવી અસંખ્ય માનવમેદની અહીં ભેગી થાય છે. '

પુષ્કળ ભીડ વચ્ચે થઈને ન્યાયમંદિરના મેડા ઉપર પહોંચતાં તેઓને ઘણો સમય લાગ્યો.

મેડા ઉપરથી નીચે નજર કરતાં કસુ બોલી ' કનુભાઈ, તમે આ ગોઠવણ ન કરી હોત તો આ ગીર્દીમા અમારાથી તો કશું જ ન જોઈ શકાત. '

એટલામાં તોપ ફૂટી એટલે કનુભાઈ કહે ' હવે સવારી રાજમહેલમાથી નીકળી. '

રસુ કસુ સવારી જોવા અધીરાં બન્યાં.

કનુભાઈ કહે ' જુઓ, હવે રસ્તા પર વ્યવસ્થા સાચવતા ઘોડેસ્વારો કોઈને રસ્તો ઓળંગવા દેતા નથી. આટલી ચોક્કસ વ્યવસ્થા ન હોય તો દોડાદોડી કરીને લોકો ઘણી અવ્યવસ્થા કરી મુકે. મને યાદ છે કે પંડિત જવાહરલાલ નેહરૂ અહીં પધાર્યો હતા ત્યારે લોકોનાં ટોળાંએ એટલી બધી અવ્યવસ્થા

ફેલાવી દીધી હતી કે ભીડમાં કેટલાંય બાળકો ને મોટાં કચરાઇ ગયાં હતાં.'

ધીરે ધીરે સવારી આવી પહોંચી.

અનેક ઘોડેસ્વારો, પસાર થયા પછી બંદુકોવાળા સિપાઇઓની ટુકડીઓ આવવા માંડી. વચ્ચે વચ્ચે હુકમ મળતાં તેઓ ઘડીક ઉભા રહી જતા. બરાબર ન્યાયમંદિર આગળ જ એક ટુકડીએ બંદુકો ઉંચકીને એકી સાથે ફોડી. એનો અવાજ સાંભળી રમુ તો પાસે ઉભેલ કનુભાઇને વળગી પડયો!

કમુ હમીને કહે 'ભાઇસાહેબ બીધા કે શું?'

રમુ કહે 'ના રે ના, એમ કાંઈ બી જાઉં એવો નથી. એકદમ અવાજ થયો એટલે જરા કનુભાઇને અડકી જવાયું!'

સોનારૂપાની તોપો તથા બૉડીગાર્ડોના સુશોભિત પોશાક વગેરે તેઓને ઘણા આકર્ષક લાગ્યા.

'પેલા ઘોડા ઉપર કોઇ બેઠું નથી એનું શું કારણ?' કમુએ પૂછ્યું.

કનુ કહે 'એ પૂજાના ઘોડા છે. એના ઉપર બેસવાનો કોઇને હુકમ નથી'

ઉંટ સવાર નીકળ્યા ને ડંકો નિશાન આવ્યા.

પછી કનુ કહે 'જુઓ, પેલા મોટા હાથી ઉપર સોનાની અંબાડીમા મહારાજા સાહેબ બેઠેલા છે.'

કમુ બોલી ' હાથીને એના મહાવતે કેવો અદ્ભુત રીતે ચીતર્યો છે. કનુભાઇ, આ પ્રતાપસિંહરાવ મહારાજા સાહેબ સંબંધી તમે થોડુંક કહેવાના હતા ને ? '

કનુભાઈ કહે ' શ્રીમંત સયાજીરાવ મહારાજના સ્વર્ગવાસ બાદ ઈ. સ. ૧૯૩૯ ના ફેબ્રુઆરીની ૭ મી તારીખે તેઓશ્રી રાજગાદીએ આવ્યા. તેમનો જન્મ ઈ. સ. ૧૯૦૮ માં થયો હતો તેમણે પ્રાથમિક શિક્ષણ વડોદરામા રાજકુમાર શાળામાં લીધુ હતું. તે પછી રાજકોટની રાજકુમાર કૉલેજમા કેટલોક સમય ગાળીને ઇંગ્લાંડની ઇસ્ટબોર્ન ખાતેની શાળામા તેમણે શિક્ષણ લીધું હતુ. મેટ્રિક્યુલેશનની પરીક્ષા સન ૧૯૨૭ મા વડોદરા હાઈસ્કૂલમાથી પસાર કરી તેઓએ પુનાની જાણીતી ડેક્કન કૉલેજમા ઉચ્ચ શિક્ષણ મેળવ્યું છે. ઈ સ ૧૯૨૯ ની સાલથી તેમણે રાજવહિવટની તાલીમ લેવા માડી ને એકે એકે વધતા અધિકાર અને જવાબદારીના હોદ્દા ભોગવ્યા હતા. પોતાના દાદા શ્રીમંત સયાજીરાવ મહારાજના મંત્રી તરીકે તેઓશ્રીએ આઠ વર્ષ સુધી ઉત્તમ કામગીરી બજાવી હતી '

કમુએ પૂછ્યુ ' એમના પિતા—'

કનુભાઇએ વચ્ચે જ કહ્યુ ' એમના પિતા શ્રીમંત ફત્તેહસિંહરાવ તે સયાજીરાવ મહારાજના જ્યેષ્ઠ પુત્ર થાય. તેમના લગ્ન મરહુમ શ્રીમંત પદ્માવતીબાઇ સાહેબ સાથે થએલા તેઓને રાજપૌત્રી ઇંદુમતી તથા લક્ષ્મીદેવી અને

અને પ્રતાપસિંહરાવ એ ત્રણ સંતાન થયા હતાં. ઈ. સ ૧૯૦૮ મા પચીશ વર્ષની ભરયુવાનીમા તેઓશ્રીનું અકાળ અવસાન થયુ હતુ.'

મહારાજા સાહેબનો હાથી ધીમે ધીમે આગળ ગયો એટલે કનુ કહે 'જુઓ, આ બીજા હાથી પર બેઠા છે તે હાલના દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીઅર છે. તેઓ સન ૧૯૨૭ થી અહીં દિવાનપદે છે.'

તે પછી પસાર થતા જુદા જુદા જાણીતા અમલદારો વગેરે સબંધી કનુભાઈએ ટુંકમા જણાવીને કહ્યુ 'હવે સવારી વારસિયા મેદાનમા જશે ને ત્યા શમીપૂજન કરીને પછી રાવ-પુરાને રસ્તે થઇને કોઠી પાસે થઇને રાજમહેલમા જશે.'

સવારી પુરી થઈ એટલે તેઓ ઘેર ગયા.

થોડીવાર પછી એક ગાડીમા બેસીને તેઓ બહુચરાજી માતાના પ્રખ્યાત મદિરે દર્શન કરવા ગયા. મદિરના ઉંચા પગથિયા ચડતા કનુ કહે 'આ મદિર પણ બહુ લોકપ્રિય છે. નવરાત્રિના આ નવ દિવસોમા અહીં પુષ્કળ લોકો દર્શન કરવા માટે આવે છે. ગરબા પણ ખૂબ ગવાય છે'

માતાજીના દર્શન કરીને તેઓ મદિરના વિશાળ ચોગાનમા ઘડીક ફર્યા. કનુ કહે 'અહીં સારી સગવડ હોવાથી ઘણીવાર લોકો ઉજાણીઓ કરવા માટે પણ આવે છે.'

થોડીવાર ત્યાં આગળ બેસીને તે દિવસ ગરબા મોડા શરૂ થવાના હોવાથી તેઓ ઘર તરફ પાછાં વળ્યાં. રસ્તામાં કનુએ નાગરવાડાનો ભાગ બતાવી જણાવ્યું કે 'દંતેશ્વરની પેઠે અગાઉનું આ નાનું ગામ પણ વડોદરાની હદમાં ભળી ગયું છે. એમાં નાગર બ્રાહ્મણની વસતિ નહિ હોવા છતાં એનું નામ 'નાગરવાડા' છે એ કેટલું નવાઇ ભરેલું લાગે છે! કદાચ અગાઉ એ સ્થળે નાગરવેલ ઘણી થતી હશે.'

પછી તેઓ ઘેર ગયાં ને વાળુ કરી ઉંઘી ગયાં.

# પ્રકરણ ૫મું

*

[ આણંદપુરા આગળથી જેલ તરફ થઈ સયાજીગંજ, અલકાપુરી અને જૂના સ્ટેશનયાર્ડ સુધી.
સાંજે સાર્વજનિક બાગ જોઈ કારેલીબાગને રસ્તે ઘેર ]

*

ચોથે દિવસે એવો કાર્યક્રમ રખાયો હતો કે સવારમાં જેલ, સયાજીગંજ, અલકાપુરી વગેરે જોઈ આવવું ને સાંજે સાર્વજનિક બાગ, મ્યુઝીઅમ વગેરે જોવું.

અનંતરાયે આવતાં જ હરિપ્રસાદને પણ સાથે આવવા આગ્રહ કર્યો, પણ નવનીતરાયે જણાવ્યું કે 'એમણે તો એ બધું જોયું છે. વળી અમે બન્ને સાથે બેસીને આ બાળકોને વંચાવવા માટે વડોદરાનો ટૂંકો ઇતિહાસ લખીએ છીએ. માટે તમે જ જઈ આવો.'

આથી ઘોડાગાડીમાં બેસીને ચારે જણ નીકળી પડયાં.

ગાડીવાળાને અગાઉથી સમજુત આપી હતી એટલે તેણે આણંદપુરા તરફના રસ્તે થઈને ગાડી લીધી. રસ્તામાં તેમણે સૂર્યનારાયણના મંદિરમાં જઈને દર્શન કરી લીધાં.

આણંદપુરા પાસે આવતાં અનંતરાવ કહે 'આ તરફ' ખોદકામ કરતાં મોટી મોટી જૂની ઈમારતોના પાયા નીકળી આવે છે તેથી વર્ષો પહેલાં આ તરફ વસતિ હશે એમ જણાય છે. બાજુમાં 'અણુસ્તુ'ની ટેકરી આવેલ છે. 'અણુસ્તૂપ' એ શબ્દનો અપભ્રંશ થઇને આ નામ પડયું હશે. સ્તૂપશબ્દનો અર્થ ઢગ એવો થાય છે. અણુસ્તૂપ એટલે નાનો ઢગ. પૂર્વે અહીં નાનો સ્તૂપ હશે. સ્તૂપ પાસે હાથીનું પ્રતિક હોય છે, તેવું અહીં પણ હશે. તે આપણે સૂર્યનારાયણના મંદિરમાં હમણાં જોયું તે જ એ હશે. મંદિરનું અંદરનું નકશીકામ ને આ સાદો હાથી જોતાં તેને મંદિરની બાંધણી વખતે ઘડેલો નહિ, પણ બીજેથી આણીને મુકેલો હશે એમ લાગે છે.

અર્પણ કર્યું હતું. અગ્નિમંદિરના વાર્ષિક ખર્ચની વ્યવસ્થા પણ તેમણે કરી છે.'

'હવે જેલ તરફ લઉં ને?' ગાડીવાને પુછયું ને અનંતરાવે હા કહી એટલે તેણે ગાડી જેલ તરફ હંકારી.

જેલની બહારનાં કમ્પાઉન્ડમાં ઉછેરવામાં આવતાં ફૂલફળના છોડ-ઝાડ અને શાકભાજીના કયારા જોતાં જોતાં તેઓ જેલ પાસે આવ્યાં ને પરવાનગી મેળવી અંદર ગયાં.

અનંતરાવ કહે' બધે ફરીને જોવા જેટલો સમય નહિ હોવાથી આપણે અહીં એક સ્થળે ઉભાં રહી જોઈ લઇએ. જુઓ, આ કેદખાનાની રચના વર્તુલાકૃતિની છે. પેલા ઉચા મિનારા રક્ષકો માટેના છે. કેદીઓની સુવાની ઓરડીઓ, એકાંતવાસની જગા, વગેરે એવી વ્યવસ્થિત રીતે તૈયાર કરાયાં છે કે જેથી રક્ષકોનું કામ ઘણી સહેલાઈથી થઈ શકે છે. અહીં કેદીઓને ધંધાદારી શિક્ષણ અપાય છે કેદીઓ માટેનું દવાખાનું પણ છે.'

કેદીઓને ઉત્તમ ગાલિચા, પાટી અને શેતરંજી વણતા, નેતરકામ કરતા તથા રેશમી ને સુતરાઉ કાપડ વણતા જોઈ તેઓને ઘણી નવાઈ ઉપજી.

કમુ બોલી ' કેદીઓને આવુ શીખવવાથી તેઓ છૂટે ત્યારે તેમની ભવિષ્યની જીંદગીમાં કમાઇને નિરાંતે રહી શકે એ હેતુ જ ખાસ હશે, ખરૂં ને?'

અનંતરાવ કહે ' હા, બહાર જે બાગાયતનું કાર્ય જોયું તે પણ આ કેદીઓને હાથે જ થાય છે. ચાલો, હવે બહારના ભાગમાં કેદખાનાના અધિકારી વર્ગ માટેનાં નિવાસસ્થાનો જોઇએ.'

કેદખાનું જોઈ તેઓ મોટા રસ્તા ઉપરના જુદા જુદા બંગલા જોતાં જોતાં ' ઇન્દિરા એવન્યુ 'ને રસ્તે થઈને સયાજીગંજ તરફ જવા લાગ્યાં.

રજુને સડકની આસપાસનાં વડનાં વિશાળ ઝાડો જોવાની ઘણી મઝા પડી.

સયાજીગંજમાં જઇને તેઓએ પ્રથમ ભીમનાથ મહાદેવનાં દર્શન કર્યાં. અનંતરાવ કહે 'દર વર્ષે' આષાઢી એકાદશીએ ખૂબ ધામધૂમપૂર્વક સરકાર સવારી આ મંદિરમાં દર્શન માટે પધારે છે.

અકબર બાદશાહ ઈ. સ. ૧૫૭૨ માં ગુજરાત ઉપર ચડી આવ્યો ત્યારે વડોદરા નજીક આવતાં આ ભીમનાથ તળાવને કાંઠે તેની સેનાએ પડાવ નાખ્યો હતો. હાલમાં જ્યાં કૉલેજ અને હાઇસ્કૂલ છે ત્યાં તે સમયે મોટું મેદાન હશે.

આ સયાજીગંજ ભાગમાં પેલી તરફ આવેલ ઈંટો પાડવાની મોટી ભઠ્ઠી છે. અગાઉ સરકાર તાબામાં એ હતી, પણ હાલમાં તે ખાનગી માલિકીથી ચાલે છે.

હવે, આ તરફ જણાય છે તે પારસીઓનું બીજું અગ્નિમંદિર છે. શેઠ પેસ્તનજી તરફથી એ બંધાવાયું છે.'

કમુએ પુછ્યું 'વડોદરા શહેરમાં પારસીઓનો ખાસ જુદો લત્તો છે કે?'

અનંતરાવ કહે 'ના. શહેરમાં તેમની વસતિ છૂટક છૂટક છે. ખાસ કરીને કેમ્પમાં તેઓનો વસવાટ વિશેષ છે. ત્યાં તેઓની એક ધર્મશાળા પણ છે. તેમનું સ્મશાન દક્ષિણે આવેલ માંજલપુર નામના ગામમાં છે

જુઓ, આ બંગલા જુદા જુદા ગૃહસ્થોના છે. પેલી મધ્યમાં જણાય છે તે સયાજીગંજ પોસ્ટ ઑફિસ અને તાર ઑફિસ છે. પોસ્ટલ ઇન્સ્પેક્ટરની ઑફિસ પણ અહીં છે. પેલી તરફ પશ્ચિમે જણાય છે તે લલ્લુ બાદશાહની ધર્મશાળા છે. એમાં મુસાફરોને ઉતરવાની સારી સવડ છે.'

મુખ્ય રસ્તા ઉપર આવી અનંતરાવ કહે 'ટાવરની દક્ષિણે રસ્તા ઉપર આ 'ટ્રાવેલર્સ લૉજ' વગેરે લૉજ અને કેટલીક વીશીઓ આવેલ છે. સ્ટેશન પાસે હોવાથી મુસાફરોને રહેવા જમવાની સારી અનુકૂળતા મળી રહે છે.

હવે, આ બી. બી. ઍન્ડ સી. આઈ રેલ્વેની હદ આવી. રેલ્વે સડકની નીચેના ગરનાળામાં થઈને અલકાપુરી તરફ જતાં જતાં અનંતરાવે રેલ્વે સંબંધી વાત કરવા માંડી: '' ખંડેરાવ મહારાજની પહેલાં ગાદી પર ગણપતરાવ મહા-

રાજા હતા. તેમણે કેટલીક મુસાફરીઓ કરી હતી ને તે ઉપરથી પ્રવાસનું ખાસ મહત્વ જાણીને પોતાના રાજમાંથી રેલ્વેની સડક લઈ જવા દેવાની પરવાનગી તેઓએ આપી હતી. મધ્ય હિંદની આ આગગાડીના નામ સાથે વડોદરાનું નામ જોડાય એવી એમણે શરત કરાવી હતી. ને મુંબઈ સાથે જોડીને એનું નામ ‘ બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઇન્ડિયા રેલ્વે ’ એવું પાડ્યું. આ રીતે તેઓશ્રીએ વડોદરાને રેલ્વેનો લાભ અપાવ્યો અને તે ઉપરાંત એનું નામ જગજાહેર કરાવ્યું.’

ગરનાળાની પેલી તરફથી એક રસ્તો દક્ષિણ-પશ્ચિમ તરફ જતો હતો. તે બતાવીને અનંતરાવ કહે ‘ આ પાદરા રોડ ’ કહેવાય છે. પાદરા અહીંથી કેટલાક માઈલ ઉપર આવેલું શાકભાજી માટેનું જાણીતું ગામ છે. ત્યાં જવાની ઠેઠ સુધીની ડામરની સડક હોઈ ઉતારૂઓ માટે ત્યાં સુધીની ‘ મોટર સર્વિસ ’ પણ ચાલે છે. આ રોડ ઉપર અહીંની બીજી બે મિલો આવેલી છે. તેમાંની એક ‘ દિનેશ મિલ ’ ખાસ ગરમ

ગાડી આગળ ચાલી અને શેઠ ઝવેરચંદ લક્ષ્મીચંદના 'કૃષ્ણકુંજ' બંગલાની આ બાજુએથી ઉત્તરની સડકે વળી.

અનંતરાવ કહે 'આ ભાગનું અગાઉ 'ઘોડદોડ' એવું નામ હતું. હવે 'સયાજીનગર' નામ પડયું છે. જુઓ, આ અલકાપુરી. અદ્યતન પદ્ધતિએ બંધાવેલ અહીંના બંગલા જુઓ. એમાં અમલદારો ઉપરાંત સારી સ્થિતિનાં કુટુંબોના પણ ઘણા બંગલા છે.'

ગાડી અલકાપુરીની સડકો પર ફરતી હતી ત્યારે રમુ-કમુને જુદા જુદા બંગલા પર કોતરેલાં નામો વાંચવાની મઝા પડતી હતી.

મધ્યભાગમાં મુકવામાં આવેલ શ્રીમંત સયાજીરાવ મહારાજના 'બસ્ટ' આગળ ગાડી ઘડીક થોભાવી તેઓ ત્યાં આગળથી અલકાપુરીનો આકર્ષક દેખાવ જોવા લાગ્યા.

અનંતરાવ કહે 'થોડાં વર્ષોથી અહીં સ્થપાએલ 'હાઉ-સિંગ સોસાયટી' અહીં અને પ્રતાપગંજમા સારી સવલતો અપાવે છે ને તેથી મધ્યમ સ્થિતિનાં કુટુંબો પણ સવડ સુજબના બંગલા બંધાવવાનો લાભ લઈ શકે છે.'

આ વાત ચાલતી હતી તેવામા ત્યાંથી પસાર થતા એક જાણીતા ડૉકટરે કહ્યુ 'અનંતરાવ, મઝામા છો ને?'

અનંતરાવે નમસ્કાર કરી જણાવ્યું કે 'હા જી, આ બાળકોને વડોદરા બતાવવાનું કામ હમણાં માથે લીધું છે!'

ભલા ડૉક્ટર સાહેબે બધી વાત સાંભળી તેઓને પોતાને બંગલે તેડી જઇને નાસ્તો કરાવ્યો.

પછી તેઓ સ્ટેશન તરફ પાછાં આવીને જૂના સ્ટેશન યાર્ડ તરફ ગયાં.

અનંતરાવ કહે ' પહેલા આ તરફ સ્ટેશન હતું. '

રમુ કહે ' કેટલુ વિશાળ આ સ્ટેશન યાર્ડ છે ! '

અનંતરાવ કહે ' આપણે પ્રથમ ' ખેતિવાડી ફાર્મ ' જોઇ આવીએ. '

મોડેલ ફાર્મના એક ઉત્સાહી વિદ્યાર્થીએ તેઓને આખું ફાર્મ બતાવ્યું. સુધરેલી ઢબનાં ઓજારોથી થતું કામ જોઈ તેઓએ ફળ સાચવી રાખવાની પ્રયોગશાળા વગેરે જોયું.

અનંતરાવ કહે ' અહીં ગઇ સાલ ના. વાઇસરોયની પધરામણી વખતે એક મોટું ' ખેતિવાડી પ્રદર્શન ' ભરવામાં આવ્યું હતુ ને ઘણા લોકોએ એનો લાભ લીધો હતો. '

પછી તેઓ ' એલેંબિક કેમિકલ વર્કસ ' જોવા ગયાં. અનંતરાવ કહે ' દવાઓ વગેરે બનાવવાનુ આ કારખાનુ હિંદમાંના મોટાં મોટા કારખાના પૈકીનું એક ગણાય છે. રાજ્ય તરફથી એને સારૂ ઉત્તેજન અપાય છે એની સ્થાપના પ્રખ્યાત વૈજ્ઞાનિક પ્રૉ. ટી. કે. ગજ્જરે આસરે પચીશ વર્ષ ઉપર પોતાના સાથી મિ. કોટિભાસ્કર સાથે મળીને કરી હતી. '

પછી તેઓએ 'રેફરમેટરી સ્કૂલ' જોઇ. અનંતરાવ કહે 'સોળ વર્ષની નીચેના બાળ ગુનેગારોને સુધારવાના અહીં પ્રયત્નો થાય છે.'

હવે બપોર થઈ ગયા હોવાથી તેઓ બીજે ક્યાંય ન રોકાતા સીધા જ ઘેર જઈ પહોંચ્યા

બપોર પછી સાર્વજનિક બાગ, મ્યુઝિયમ વગેરે જોવા જવાનું રાખ્યુ હતું એટલે જમીને ઘડીક આરામ લીધા બાદ તેઓ રીક્ષા ગાડીમાં બેસીને બાગ તરફ જવા નીકળ્યા. વડોદરામા થોડા જ સમયથી શરૂ થયેલી આ નવી જાતની ગાડીમા બેસવાની રમુ મમુને ખૂબ મઝા પડી.

બાગ પાસે જતા અનતરાવે જણાવ્યુ 'આ બાગને લોકો કામાટી બાગને નામે ઓળખે છે. ઈ સ ૧૮૭૯ મા જાહેર પ્રજા માટે આ બાગ ખુલ્લો મુકતા શ્રીમત સયાજીરાવ મહારાજાએ જણાવ્યુ હતુ કે 'શહેરમાની ગીચ વસતિને લીધે પ્રત્યેક ઘરની પાસે સ્વતત્ર બગીચો થઇ શકે નહિ, તેથી આ બાગ સાર્વજનિક ઉપયોગ માટે જ ખાસ તૈયાર કરાવાયેલો છે.'

તેઓ પ્રથમ મ્યુઝિયમ જોવા ગયા.

મ્યુઝિયમ પાસે જતા રમુ કહે 'આહો! છત્રપતિ શિવાજી મહારાજનુ આ પુતળુ કેવુ ભવ્ય લાગે છે! શિવાજી મહારાજના તો જેટલા વખાણ કરીએ એટલા ઓછા છે!'

અનંતરાવ કહે ' મરાઠી રાજસત્તાના સ્થાપક એ અદ્-ભુત વીરનર સંબંધી તો તમે ઘણું જાણતાં જ હશો. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે એમનું દર્શન હરહંમેશ પ્રજાને થાય અને પ્રેરણા મળે એ હેતુથી ઘણો ખર્ચ કરીને આ પુતળું અહીં મુકાવ્યું છે. જાણે એ પોતાની તલવાર આગળ ધરીને આપણને જણાવે છે કે ' ચાલો, આગળ વધો ! ' મુંબઇના પ્રખ્યાત શિલ્પકાર રા. બા. મહાત્રેએ એ તૈયાર કરેલું છે. '

બાજુમાંનો મોટો ફુવારો જોઇને તેઓ મ્યુઝિયમમાં ગયાં.

અનંતરાવ કહે ' મુંબઈ ઇલાકાનાં મોટાં મોટાં મ્યુઝિ-યમો પૈકીનું આ એક ગણાય છે. સ્વચ્છતા, ગોઠવણ અને વિવિધતાની દૃષ્ટિએ આ સંગ્રહસ્થાન ઘણું વખણાય છે. '

અંદર પેસતાં જ રમુ કમુ ઘડીક તો જાણે દિગ બની ગયાં ! અનંતરાવ પ્રથમ તેઓને ગુજરાત કાઠિયાવાડનાં જૂનાં હથિયારો જોવા તેડી ગયા. પછી તેમણે કાળજીપૂર્વક સાચવી રાખેલો સ્વ. ફત્તેહસિંહરાવનો પોશાક બતાવ્યો.



મ્યુઝિયમ તથા પિક્ચર ગેલરી

અનંતરાવે કહ્યું ' એ જીરાફ નામનું પ્રાણી છે. એ એની ઉંચાઈ માટે ખાસ જાણીતું છે. એ આફ્રિકામાં થાય છે. '

મેડા ઉપર જઇને તેમણે કાચનાં કબાટોમાં જુદાં જુદાં પ્રાણીઓ જોયાં. દરેક પ્રાણીની પાસે તેનું નામ લખેલું હતું એટલે તેમને વારંવાર પુછવાની જરૂર પડી નહિ.

રમુએ વચમાં એક સવાલ પુછી લીધો કે ' આ સાચાં પ્રાણી હશે કે બનાવટી ? '

અનંતરાવ કહે ' આ કાંઇ માટીનાં કે લાકડાનાં બનાવેલાં નથી. જે તે પ્રાણીના મરણ બાદ કુશળતાપૂર્વક તેના શરીરમાં દવાઓ ભરી અહીં રાખેલાં છે. '

જૂના સિક્કા, જૂનાં તામ્રપટો વગેરે જોઇને તેઓ નીચે ઉતર્યાં અને બાજુમાંની ' પિકચર ગેલેરી '—ચિત્રસંગ્રહાલયમાં ગયાં.

અનંતરાવ કહે ' ૧૯૧૦ માં શ્રીમંત સયાજીરાવ મહારાજાએ પશ્ચિમના સુધરેલા દેશોનાં ઉત્કૃષ્ટ ચિત્રોનો સંગ્રહ કરવાની આજ્ઞા કરી હતી. ઈ. સ. ૧૯૧૪ માં શ્રીમંતની આજ્ઞાનુસાર આ ચિત્રસંગ્રહાલય બાંધવામાં આવ્યું હતું. ચિત્રો પણ એ અરસામાં ખરીદાયાં હતાં, પરંતુ તે વખતના મહાયુદ્ધને લીધે યુરોપમાં ખરીદાયેલાં ચિત્રો લંડનમા સાચવી રાખવાં પડયાં હતાં ને યુદ્ધ પુરૂં થતાં એ સંગ્રહ સહિસલામત રીતે આણવામાં આવ્યો હતો. પૂર્વના દેશોનાં ઉત્તમ ચિત્રો

પણ ભૂલાયાં નહોતાં. આપણા દેશનાં રજપૂત અને મોગલ જમાનાનાં ઘણાં ચિત્રો પણ ખરીદવામાં આવ્યાં. ને આ સંગ્રહ વ્યવસ્થિત રીતે ગોઠવાયા બાદ ઇ. સ ૧૯૨૬ માં આ ચિત્રાલય ખુલ્લું મુકવાની ક્રિયા કરવામાં આવી હતી. 'ચાલો, હવે ચિત્રો જોવા માંડો.'

કલાત્મક રીતે ગોઠવાયેલાં અપ્રતિમ ચિત્રો જોતાં જોતા કમુ બોલી ઉઠી 'વાહ ! વાહ ! પૂર્વ પશ્ચિમની ઉત્કૃષ્ટ ચિત્ર-કલાનો અહીં કેવો અભ્યાસ થઇ શકે એમ છે !'

પછી ચિત્રસંગ્રહાલયમાંથી બહાર નીકળીને તેઓએ મ્યુઝિયમની નીચેના ભોંયરા જેવા ભાગમાં જઈ 'સ્કાઉટ કમિશ્નર'ની ઑફિસ જોઇ. અનંતરાવ કહે 'અહીં અને રાજ્યનાં બીજાં ગામોમાં સ્કાઉટ પ્રવૃત્તિ ચાલે છે ને તેની દેખરેખ સ્કાઉટ કમિશ્નર રાખે છે. આ 'બાલચમૂ'ના 'ચીફ સ્કાઉટ' શ્રીમંત મહારાજા પ્રતાપસિંહરાવ છે. ન્યાતજાત કે એવા કોઇ પ્રકારના ભેદભાવ વગર બાળવીરો આ પ્રવૃત્તિમાં એક સાથે તાલીમ પામે છે. સન ૧૯૨૭ માં અતિવૃષ્ટિને કારણે પૂર આવ્યું હતું તે પ્રસંગે અહીંના બાલચમૂઓએ પણ સારી સેવા બજાવી હતી. ૧૯૩૦ માં અહીં બાલચમૂ સંમેલન થયું હતું. હિંદના તે સમયના ચિફ સ્કાઉટ ના. વાઇસરોય લૉર્ડ ઇર્વિને આ સંમેલનના કાર્યનું નિરીક્ષણ કરી તેની પ્રશંસા કરી હતી. ખાસ કરીને ૧૯૩૬ મા હીરક મહોત્સવ સમયે અને ૧૯૩૯ માં શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવના

રાજ્યારોહણ પ્રસંગે થયેલાં સંમેલનો ઘણાં યાદગાર નિવડશે. આ વિશાળ બાગમાં એ સમેલનો થયાં હતાં. '

પછી તેઓ બાગમાં ફરવા નીકળ્યાં.

અનંતરાવે જણાવ્યું ' અહીં જે જે જીવતાં પ્રાણીઓ રાખવામા આવ્યાં છે તે પ્રાણીઓને માફક આવે એવા પ્રકારનાં રહેઠાણ કરાયાં છે. પેલાં સાબર કેવાં આપણી તરફ જોઈ રહ્યાં છે! '

પછી આગળ જઈને તેમણે જુદી જુદી જાતનાં રંગબેરંગી પંખી, ધોળા મોર વગેરે જોયું. ગ્રીષ્મગૃહની અંદર જતાં તો રમુ-કમુ ઘણાં રાજી થઇ ગયાં. ત્યાં એક મોટા હોજમાં મોટી મોટી રાતી માછલીઓ જોવાની તથા એમાંના, જાણે કુદરતી હોય એવા, પત્થરોવાળા રસ્તાઓ ઉપર આમ તેમ ફરી આવવાની તેમને ઘણી મઝા પડી.

એક બાજુએ આવેલી મેંદીની ભૂલભૂલામણીમાં જઇ તેઓ રાજી થતાં થતાં આમ તેમ ફરી આવ્યાં.

મગર, રીંછ વગેરે જોઇને તેઓ વાંદરાંનાં પાંજરાં પાસે આવ્યાં. ત્યાં આગળના એક નાના વાંદરાએ તેમને જોઇને એવી કૂદાકૂદ કરી મૂકી કે રમુકમુને તો ત્યાથી ખસવાનું મન જ ન થાય! ' બેબુન ' જાતના વાંદરાં જોઇને પણ તેમને ઘણું આશ્ચર્ય થયું.

થોડી વાર પછી તેઓ હરણ, શાહમૃગ વગેરે જોતા વાઘનાં પાંજરાં પાસે આવ્યાં.

રખેવાળે બહારની બાજુએથી વચ્ચેનાં બારણાં ઉઘાડાં કરી વાઘ તથા સિંહને બહારના સળિયા નજીક આણ્યા. જંગલના આ રાજાઓને પ્રત્યક્ષ જોઈ તેઓને ખૂબ આશ્ચર્ય લાગ્યું.

બીજી તરફ દીપડા, ચિત્તા વગેરે હતા તે જોઈ, અજગરના પાંજરા તરફ જઈ આવીને પછી તેઓ 'ઝૂલતા પુલ' પર આવી પહોંચ્યાં.

અનંતરાવ કહે 'આ પુલ કારીગરીનો ઉત્તમ નમૂનો છે. જુઓ, એને એક પણ થાંભલો નથી! ઉપર ચાલતાં પુલ હાલવા લાગ્યો એટલે તો રસુકસુને ખૂબ મઝા પડી.

અનંતરાવે કહ્યું 'કમનસિબે અહીં એકવાર ભારે દુર્ઘટના બની ગઈ હતી. ઈ. સ. ૧૮૯૬ માં વાઈસરોય લૉર્ડ એલ્જીન વડોદરાની મુલાકાતે આવ્યા હતા. ત્યારે આસપાસનાં ગામમાંથી હજારો લોકોની મેદની જામી હતી. આ બાગમાં થઈને જતાં અસાધારણ ગરદી થવાથી પુલ ઉપરથી ઘણા લોકો નદીના કોતરમાં પડયા, ઘણાને ઇજા થઇ ને કેટલાક મરી પણ ગયા! આહા! આજે પણ લોકો એ કારમો પ્રસંગ યાદ કરી તેની કરૂણતા વર્ણવે છે.'

પુલ ઉતરીને તેઓ 'બેંડ સ્ટેંડ' તરફ ગયાં. આસપાસનાં જુદાં જુદાં પુતળાં વગેરે જોઈ તેઓ ઘડીક પાગેના એક બાંકડા ઉપર આરામ લેવા બેઠાં.

અનંતરાવ કહે 'અહીં દર મંગળવારે સાંજે સરકારી

બેંડ વાગે છે. રવિવારે દેશી વાદ્યોનો જલસો પણ થાય છે. તે સાભળવા ને બાગમા હવા ખાવા ઘણાં માણસો આવે છે.'

રમુકમુએ બાગના સુંદર રસ્તાઓ, વૃક્ષ ઘટાઓ અને લીલી હરિયાળીના ખૂબ વખાણ કર્યાં.

અનંતરાવ કહે 'વિશ્વામિત્રી નદીના બે કાંઠે વિસ્તરાએલો આ બાગ ૧૨૫ એકર જેટલી વિશાળ જગામા છે.'

એક ગાડીવાનને અનંતરાવે કહી રાખ્યુ હતું એટલે તે જણાવેલા સમયે 'બેંડ સ્ટેંડ' આગળ ગાડી લઇને આવ્યો હતો. તેમા બેસીને તેઓ કારેલીબાગ તરફના રસ્તે નીકળ્યા.

હવે અનંતરાવે એ તરફનુ વર્ણન કરવા માંડયું 'જુઓ, ડાબી બાજુએ ગાડાઓની હોસ્પિટલ છે. ત્યા ગાડા માણસોની સારવાર તથા સાચવણ થાય છે. હવે આ આવ્યુ તે નવુ મકાન 'કડવા પાટીદાર બોર્ડીંગ હાઉસ'નુ છે'

પછી તેઓ પાસે આવેલ 'આર્ય કન્યા મહાવિદ્યાલય'ના કમ્પાઉન્ડમા ગયા

અનંતરાવ કહે 'વર્ષો પહેલા શ્રીમંત સયાજીરાવ મહારાજાએ અંત્યજ કેળવણી તરફ ખાસ લક્ષ આપ્યું હતુ. જાણીતા હરિજન નેતા ડૉ. આબેડકરે તેમની જ મદદ વડે ઉચ્ચ શિક્ષણ મેળવ્યુ હતુ અંત્યજ બાળકો માટે શ્રીમંતે શાળાઓ ખોલી, પણ તે સમયની સંકુચિત ધાર્મિક માન્યતાઓને લીધે કોઇ પરીક્ષક આ શાળાઓમા જવા તૈયાર થતા

નહોતા. તે સમયે આર્યસમાજીસ્ટ પંડિત આત્મારામજી નામના સેવાભાવી અને સુધારક દૃષ્ટિવાળા ગૃહસ્થે એ બીડું ઝડપ્યુ હતુ. તેમનાં કુટુંબીજનોએ આર્યસમાજી શ્રીમંતોની મદદ મેળવીને આ વિદ્યાલય સ્થાપ્યુ છે તેમાં રહી કન્યાઓ વ્યાયામની ઉચ્ચ તાલીમ સાથે ઉંચી કેળવણી પામે છે. જાણીતી બનારસ હિંદુ યુનિવર્સિટી સાથે આ સંસ્થા જોડાએલી છે ’

આગળ જતા અનંતરાવ કહે ‘ આ એની જોડે છે તે પ્રાથમિક શાળાઓના શિક્ષકોને તાલીમ આપવા માટેની 'ટ્રેનિંગ કૉલેજ–પુરૂષ અધ્યાપન પાઠશાળા' છે ઈ. સ. ૧૮૮૫ મા એની સ્થાપના કરવામા આવી હતી. આઠ વર્ષમાં જરૂર પુરતા શિક્ષકો તૈયાર થઈ ગયા એ કારણે એ સંસ્થા બંધ કરવામા આવી હતી પરંતુ ઈ. સ. ૧૯૦૫ માં તેની પુનઃ સ્થાપના થઈ હતી. ઈ. સ. ૧૮૯૩ મા શ્રીમંતે પ્રાથમિક શિક્ષણ મફત ને ફરજીઆત કર્યું હોવાથી આ સંસ્થાની આવશ્યક્તા જરૂરી થઈ પડી હતી.

એની બાજુમા આ ‘ શ્રી. ફત્તેહસિંહરાવ અનાથાશ્રમ ’ છે અનાથ બાળકો અહીં રહીને અભ્યાસ કરે છે. રાજ તરફથી તેમ જ પ્રજા તરફથી એને સારી મદદ મળી રહે છે. જમણે હાથે શ્રી નૃસિંહાચાર્યનુ મંદિર–આશ્રમ–છે. એના એક મકાનમા ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓ માટેની એક બોર્ડિંગ છે.’

પછી તેઓ જુદા જુદા બંગલા જોતાં જૂના તોપખાના

પાસે આવી પહોંચ્યાં. અંધારૂ પડવા આવ્યું હોવાથી તેમણે. રસ્તા ઉપરથી જ તોપો રાખવાનું મકાન જોઇ લીધું. ‘ એની બાજુમાં આવેલું આ મકાન ‘ કારેલીબાગ શિક્ષણાનુભવ શાળા ’નું છે. ’ એમ અનંતરાવે જણાવ્યું.

પછી તેઓ ઘેર પહોંચી ગયાં.

વાળુ કરીને પરવાર્યા પછી કનુભાઇએ મેળવી આણેલ વડોદરાનો જૂનો ગરબો વિમળાબહેને ગાઈ સંભળાવ્યો તે. પછી તેઓ ઉંઘી ગયાં.

# પ્રકરણ ૬ઠ્ઠું

*

[ પ્રતાપવિલાસથી લક્ષ્મીવિલાસ પૅલેસ વગેરે જોઈ કોઠી કચેરીથી ઘેર

સાંજે મદનઝાંપા તરફ. ]

*

પાચમે દિવસે તેઓ 'લક્ષ્મીવિલાસ પૅલેસ' અને કોઠી કચેરી વગેરે જોવા નીકળ્યા

પ્રથમ 'પ્રતાપવિલાસ પૅલેસ' બતાવીને અનતરાવ કહે 'આ પૅલેસ હાલના મહારાજા સાહેબ અને તે સમયના યુવરાજ સાહેબ શ્રીમત પ્રતાપસિહરાવ માટે ખાસ તૈયાર કરાવાયો હતો એ 'લાલબાગ'ને નામે ઓળખાય છે યુરોપમા સ્પેન દેશમા 'અલહમરા'એ લાલ રાજમહેલ ૫૬૦મા સૈકામા તુર્કોએ બધાવેલ હોઈ તે ઘણો પ્રસિદ્ધ છે આ પૅલેસને જોતા એની સાથે 'અલહમરા'ની સરખામણી કર્યા વિના રહેવાતુ નથી 'લાલબાગ' એ નામ સાભળતા તો એ સરખામણી સહજપણે થઈ જાય છે.

એની સામેનો 'ધૈર્યશીલપ્રાસાદ' પણ સરસ છે. એ

મહારાજકુમાર ધૈર્યશીલરાવ માટે બંધાવાએલો છે. જુઓ, બન્ને મહેલોની વચ્ચે રસ્તાની બાજુએ સુંદર બાગ હોઈ તેની હરિયાળી જમીન આંખને કેવો આનંદ આપે છે! ઠેકાણે ઠેકાણે બેસવાની સગવડો પણ કરાઈ છે. અહીં પણ અઠવાડિયામાં એક વાર ગાયનવાદનનો જલસો થાય છે.'

પછી મોટે રસ્તે થઇને આવતાં અનંતરાવ કહે ' ઈ. સ. ૧૯૦૦ પછી આ ભાગમાં જુદા જુદા બાગ ગોતીબાગ, મસ્તુબાગ, ફ્સેબાગ, વેલબાગ, ચિમણુબાગ ઈત્યાદિ તૈયાર થયા છે. રસ્તે જોતાં જોતાં આપણે ' મોતીબાગ પૅલેસ ' તરફ જઇએ. મસ્તુબાગમાં શ્રીમંત સયાજીરાવ મહારાજની કારકિર્દીની શરૂઆત સમયના મશહુર દિવાન સર ટી. માધવરાવ રહેતા હતા.

સિદ્ધનાથ મહાદેવનાં દર્શન કરી આવ્યા પછી મોતીબાગ પૅલેસ નજીક આવતાં અનંતરાવ કહે ' ઈ. સ. ૧૮૫૦ ના અરસામાં આ પૅલેસ શ્રીમંત ગણુપતરાવ મહારાજે બંધાવ્યો હતો. ખરૂં જોતાં એ વિશાળ રાજમહેલ જેવો નહિ, પણ યુરોપિયન લોકોના વિશ્રામસ્થાન ( Villa ) જેવો છે. એમાં બારણા ઉપર જ ગણુપતરાવ મહારાજની મોટી છબી ગોઠવેલી છે. તેની ડાબી બાજુએ શ્રીમંત ખંડેરાવ મહારાજ, પોતાના દિવાન સાથે, ઘોડા ઉપર બેસીને લશ્કરી સલામી લે છે તે પ્રસંગની છબી છે. અને જમણી બાજુએ શ્રીમંત સયાજીરાવ મહારાજની

મોટી છબી છે. જુઓ, આ પૅલેસની બહારની રચના કેવી અદ્ભુત રીતે કરાઈ છે! પેલી તરફથી એમ જ લાગે છે કે જાણે પાણીમા જ આ મહેલ ઉભેલો છે! મહેલની અંદર ભીંતો ઉપર મોટા મોટા કીંમતી આરસા લટકાવેલા છે અને ઇંગ્લેંડના પ્રસિદ્ધ પુરુષો અને પ્રાકૃતિક દૃશ્યોની મોટી મોટી છબીઓ પણ છે. એમાનું ફર્નિચર ઉત્તમ નકશીકામવાળું છે. સિસમનો એક ઉત્તમ નકશીકામવાળો પલંગ પણ ખાસ જોવા જેવો છે.'

સામેનો 'ઇંદુમતી મહેલ' બતાવતાં અનંતરાવે કહ્યું 'શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજના મોટા બહેન અને કોલ્હાપુરના છત્રપતિના મહારાણી સાહેબ, એમના નામ ઉપરથી આ મહેલનું નામ 'ઇંદુમતી મહેલ' એવુ રાખવામા આવ્યુ છે એમા રાજકુટુંબનું દેવઘર છે રાજકુટુંબના વિવાહ ઈત્યાદિ મંગલ સમારંભ આ મહેલમા થાય છે. હવે, આપણે 'લક્ષ્મીવિલાસ પૅલેસ' તરફ જઇએ.

એક અનુકૂળ જગાએ ઉભા રહી અનંતરાવે એ પૅલેસ બતાવીને તેનુ વર્ણન કરવા માંડ્યુ, 'આ પૅલેસ શ્રીમંત સયાજીરાવ મહારાજાએ બંધાવ્યો છે વિસ્તીર્ણ જગાના મધ્ય ભાગે પાંચસો ફીટની લંબાઈ અને બસો ફીટની પહોળાઈનો આ પૅલેસ બંધાવવાનુ કામ દસ બાર વર્ષ ચાલ્યુ હતુ. આ રાજમહેલ શિલ્પકલાના ઉત્કૃષ્ટ નમૂનારૂપ હોઇ ઘણો વખણાય છે શિલ્પશાસ્ત્રીઓનો મત છે કે 'ઓગણીશમા સૈકામાં

પૌર્વાત્ય પદ્ધતિએ બંધાવેલ આવડી મોટી ઈમારત બીજે ક્યાંય નથી.'

આ રાજમહેલ પુરો બંધાઇ રહેતાં તેને 'લક્ષ્મી વિલાસ પૅલેસ' એવું નામ આપી ઈ. સ. ૧૮૯૧ માં શ્રીમંત સયાજીરાવ મહારાજ એમાં રહેવા પધાર્યા હતા. મહેલનું બાંધકામ શરૂ થયા બાદ તરતમાં જ શ્રીમંત સયાજીરાવ મહારાજનો વિવાહ થયો હતો. તેઓ, એટલે પ્રથમ મહારાણી સાહેબ. તંજાવર તરફનાં હોઈ તેમનુ મહિયરનુ નામ 'લક્ષ્મી અમ્મા' એવું હતું. આ મહેલનું નામ 'લક્ષ્મી વિલાસ' રાખવામાં કદાચ આ બાબત પણ લક્ષમાં લેવાઈ હશે.

આ રાજમહેલમાં અનેક મિનારા છે. સૌથી ઉંચો મિનારો બસો ફીટનો છે. મુખ્ય તળમજલે દિવાનખાનુ–દરબાર હૉલ–સો ફીટની લંબાઇ અને પચાસ ફીટની પહોળાઈનું હોઈ તેમાં દરબાર ભરાય છે. દર વર્ષે ગણપતિની સ્થાપના પણ એમા થાય છે. ને તેના દર્શન કરવાની સૌને છૂટ હોઈ અસંખ્ય લોકો દર્શન કરવા આવે છે આ દિવાનખાનામા એક બાજુએ સિંહાસન ગોઠવેલું છે. સામેના પહેલા મજલામા ત્રણબાજુએ પ્રેક્ષકોને બેસવાની વ્યવસ્થા હોઇ કોતરણીવાળા ઝરૂખાથી તે શોભે છે. આ દિવાનખાનામા રામપચાયતન, વિષ્ણુ પંચાયતન, યશોદાકૃષ્ણ, વગેરેની મોટી સુદર 'ગ્લાસ વિંડોઝ' (Glass windows) મૂકેલી છે. આ ઉપરાત ગાય-

કવાડ કુટુંબના થઈ ગયેલ મહારાજાઓનાં ચિત્રો, મૂર્તિઓ, ઉપરાંત કેટલાક દિવાનોનાં પુતળાં ત્યાં ભીંતો પાસે મૂકેલ છે. ભીંતો સુંદર મગરમર મમી દીપે છે. તેની ઉપરનું મીનાકારી કામ આશ્ચર્ય ઉપજાવે તેવું ઉત્તમ છે. એ દિવાનખાનાની તક્તપોશી રંગબેરંગી અને સોનેરી સુશોભીત કરેલ લાકડાના સળીઆની ચોકડીની છે.

એ રાજમહેલમાં અનેક ચોક અને ફૂવારા હોઇને કચેરીની જુદી જગા, પુસ્તકાલયના અને શ્રીમંત માટેના ખાસ ઓરડા, અંગરક્ષકો માટે અને રાજમહેલના ઇતર અમલદારો માટે સ્વતંત્ર ઓરડા છે. તે ઉપરાંત પિગપૉંગ, બીલીયર્ડ, બ્રીજ, વગેરે રમતગમત માટેના સાધનો અને એ માટેની જગા, પ્રશસ્ત ભોજનસ્થાન, ખાસ રાજવંશી મહેમાનોને રહેવાની સવડ વગેરે સઘળી વ્યવસ્થા આ રાજમહેલમા કરવામા આવી છે. એમાંનો આવશ્યક ભાગ મહારાણી સાહેબ માટે ઈલાયદો રખાય છે. એ ઉપરાંત દવાખાનું, જામદારખાનુ, એને મહાલ, ગાદી મહાલ, વગેરે વિભાગો રાજમહેલની પૂર્વ તરફ આવેલ છે.

રાજમહેલને બે મુખ્ય દ્વારમંડપ છે, ને તે ખાસ શ્રીમત માટે મુકરર કરાયેલા છે. તે સિવાય અનેક પ્રવેશદ્વાર અને દ્વારમડપ છે, તે સર્વના ઉપયોગ માટે ખુલ્લા હોય છે. આ રાજમહેલનુ બાહ્યાંગ પત્થરનુ છે. મુખ્ય પ્રવેશદ્વારની બાંધણી આર્યભારતી પદ્ધતિની હોઇ

ઘણી જ આકર્ષક છે. આ રાજમહેલ જોઈને યુરોપિયન પ્રવાસીઓ પણ મુગ્ધ થાય છે. એક યુરોપિયન પ્રવાસીએ તો એને ' પરિમહેલ ' જેવો વર્ણવી તેનાં ઘણાં વખાણ કર્યાં છે.

રાજમહેલની આસપાસ આવેલો બાગ ઘણો મોટો છે. એમાં સુંદર રસ્તા, ફૂવારા, પુતળાં, ગ્રીષ્મગૃહો, પ્રશસ્ત હરિયાળી જમીન, મોટાં પુષ્કળ ફૂલઝાડ અને સુંદર-આકર્ષક-વૃક્ષઘટાઓ છે. જુઓ, રાજબાળકો માટે ખાસ તૈયાર કરાવાએલ પેલી નાની આગગાડી કેવી મઝાની લાગે છે!

ચાલો, એમાં આવેલી નવલખી વાવ પણ આપણે જોઈ આવીએ. '

જૂની મોટી વાવ તેમણે કેટલીયે વાર સુધી જોયા કરી. અનંતરાવ કહે ' આ વાવ મુસલમાની રાજઅમલ પહેલાંની બંધાએલી છે. એમાંથી વડોદરાને પાણી પુરૂં પાડવાની વિચારણા એક વાર થયેલી તે ઉપરથી જ એની વિશાળતાનો ખ્યાલ આવશે. કેટલાંક વર્ષો ઉપર કંઈક ખોદકામ કરતાં જમીનમાંથી કુદરતી ગૅસનો પ્રબળ ફૂવારો ઘણા સમય સુધી ઉડયો હતો! પાસેની જૂની ઈમારત ' પીરઘોડા 'ને નામે ઓળખાય છે, એ પણ મૂળ હિંદુ કે જૈન લોકોએ બંધાવેલી લાગે છે. '

પછી તેઓ ગાડીમાં બેસીને 'ખાનગી કચેરી' તરફ ગયાં.

અનંતરાવ કહે ' આ ઈમારત અગાઉ ' સુલેમાન સીદીની ઈમારત ' તરીકે ઓળખાતી હતી. શ્રીમંત ખંડેરાવ

મહારાજાના સમયમાં આ સુલેમાન પોતાના પાંચ સાત સાગિર્દો સાથે સરકારી નોકરીમાં હતા. તેઓ સઘળા શરીરે ઘણા મજબુત અને ભીમસેન જેવી શક્તિ ધરાવનારા હતા. શ્રીમંતને કુસ્તીનો શોખ હોવાથી આ સઘળા કુસ્તીબાજો પર તેમની ખાસ મહેરબાની હતી. એમ કહેવાય છે કે સુલેમાન સીદીનું માથું એટલું મજબુત હતું કે તેના ખુલ્લા માથા ઉપર પાકી ઇંટ અફાળતા તે ઇંટના ટૂકડે ટૂકડા થઈ જતા છતાં તેના માથાને કાંઇ ઇજા થતી નહોતી ! એનું શરીર લોખંડી ઘણ જેવું હતું ! મહારાજના રાત્રિના અંગરક્ષક તરીકે તે નિમાયેલ હતા. જુમ્માદાદા એ આ સુલેમાનના મિત્રમંડળ પૈકીના એક હતા. '

પછી તેઓએ ખાનગી કચેરીની દક્ષિણે આવેલ વિજળીનું મોટુ કારખાનું જોયું. આખા વડોદરાને વિજળી પુરી પાડનાર આ 'પાવરહાઉસ'ના મોટા મોટા સંચા જોઇ રમુક્ષુ તો જાણે ડેબતાઇ જ ગયાં !

પછી કોઠી કચેરી પાસે આવીને અનંતરાવે જૂની કોઠી કચેરીનો ભાગ બતાવ્યો અને કહ્યુ ' અહીં અગાઉ રેસિડેન્સી કચેરી હતી. હવે એમાં ઉપર નીચેના જુદા જુદા ખંડોમાં જુદાં જુદા ખાતાંની ઑફિસો આવેલી છે. પેલી તરફ ઉત્તરે કોઠી કચેરીને જોડીને જે નવીન ભાગ તૈયાર કરાવાયેલ છે તેમાં મધ્યવર્તી કચેરી–હજુર કચેરી–તથા ધારાસભાના દિવાનખાનાનો સમાવેશ થાય છે. રાજકારભાર વધતો જતાં દિવસે

દિવસે નવીન મકાનોની જરૂર પણ પડે છે ને તેથી પાંચ સાત વર્ષે એકાદ મોટી ઈમારત તૈયાર કરાવાય છે. આની પશ્ચિમે આવેલ ઑફિસો પણ જોઈ આવીએ.'

મોટો રસ્તો ઓળંગી તેઓ પશ્ચિમ તરફના ભાગમાં ગયાં. અનંતરાવ કહે 'સરકારી મહત્વનાં લખાણોની સંભાળ માટે ઈ. સ. ૧૮૯૫ માં 'દફ્તરખાનાં'ની જગા નવીન બાંધવામાં આવી, પરંતુ તે બીજા કામે વપરાતાં સન ૧૯૧૩ માં દફતરખાના માટે જ ખાસ સગવડોવાળી નવીન ઇમારત 'રેકૉર્ડ બ્લૉક' એ નામે તૈયાર કરાઈ. આવો, આપણે એ જોઇએ.'

દફ્તરખાનામાં કીંમતી દફ્તર–રેકાર્ડઝ–મુકવાના ખાસ તૈયાર કરાવાયેલ પોલાદી ઘોડા અને વ્યવસ્થિત રીતે મુકાયેલ કીંમતી દફતરવિભાગ જોઈ તેઓ ત્યાંની બીજી કચેરીઓ જોવા લાગ્યાં.

કસુમે ''પ્રાચ્ય વિદ્યામંદિર' એટલે શું ?' એમ પુછયું.

અનંતરાવ કહે 'એમાં હસ્તલિખિત જૂના ઉપયોગી ગ્રંથો, જૂનાં તાડપત્રો, વગેરે ઘણી મહેનતે ને ઘણે ખર્ચે સંગ્રહી સચવાય છે. એમાં ૨૦,૦૦૦ હસ્તલિખિત ગ્રંથોનો કીંમતી સંગ્રહ છે. એના પુસ્તકાલયમાં ૧૨,૦૦૦ જેટલાં બહુમૂલ્ય પુસ્તકો છે. આ વિદ્યામંદિર તરફથી પ્રકટ થતી 'ગાયકવાડ્સ ઓરીએન્ટલ સીરીઝ'નાં અંગ્રેજી પુસ્તકો આપણા દેશમાં અને પરદેશોમાં પણ ઘણાં વખણાય છે.

ઈ. સ. ૧૯૧૨ માં વડોદરામા ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઈ હતી તે પ્રસગે શ્રીમત સયાજીરાવ મહારાજાએ એ લાખ રૂપિયાની રકમ ખાનગીની શિલકમાથી આપી એનુ વ્યાજ દેશી ભાષાઓના ઉત્તેજન માટે ખર્ચવાની આજ્ઞા કરી. પરિણામે ભાષાતર શાખા સ્થપાઈ ' શ્રી સયાજી સાહિત્યમાળા ' અને ' શ્રી સયાજી બાલજ્ઞાનમાળા ' શરૂ કરાઈ બન્ને માળાઓમા થઈને અત્યાર સુધીમા અનેક પુસ્તકો પ્રકટ થયા છે. '

પછી તેઓએ અદર જઈને ખાસ બનાવટના પોલાદી કબાટોમાં કાળજીપૂર્વક સગ્રહાયેલા ગ્રથો વગેરે જોયુ. હસ્ત-લિખિત ગ્રથોમાં વિવિધરગી ચિત્રો તેમણે પહેલ વહેલા જ અહીં જોયા અને એના ખૂબ વખાણ કર્યા.

અનતરાવે બહાર નીકળતા જણાવ્યું ' ઘણા વિદ્વાનો અહીંના આ કીંમતી ગ્રથોના અભ્યાસ માટે આવે છે. '

બાજુમાની બીજી ઑફિસો જોઈ તેઓ દક્ષિણ તરફ આવેલ ' શ્રી જયસિહરાવ પુસ્તકાલય ' જોવા ગયા.

અનતરાવ કહે ' અગાઉ આ પુસ્તકાલયનુ નામ ' સ્ટેટ લાયબ્રેરી ' હતુ, પણ પછીથી રાજ્યમા સર્વત્ર સાર્વજનિક પુસ્તકાલયો ને વાચનાલયો સ્થપાતા એને પણ સાર્વજનિક બનાવી તેની સાથે કે. રાજપુત્ર જયસિહરાવનુ નામ જોડવામા આવ્યું. એના ઉપરના મોટા ખડમા ઘણી વાર અહીંની સાહિત્યસભા તથા ઈતિર સસ્થાઓ તરફથી યોજાતા આવતા

જાહેર વ્યાખ્યાનો અપાય છે ને તે સાંભળવા ઘણાં સુશિક્ષિત સ્ત્રી પુરૂષો ભેગાં થાય છે.'

બાર વાગ્યા હતા તેથી તેઓ ગાડીમાં બેસીને ઘેર ગયાં.

તેઓ જમીને આરામ કરી રહ્યાં એટલે અનંતરાવ આવ્યા ને હસતાં હસતાં બોલ્યા 'ચાલો, હજુ થોડું જોવાનું બાકી છે. ગાયકવાડ સરકારની રાજધાની વડોદરા જોવાનુ કામ કાંઈ સહેલુ છે કે?'

એક ગાડીમાં બેસીને તેઓ મદનઝાપા તરફ ગયાં. 'જુઓ, આ ભાગમા જુદા જુદા ત્રણ થિયેટરો આવેલાં છે. એમા સારી નાટક કંપનીઓ આવે છે ત્યારે વડોદરાની રસિક પ્રજા એ જોવા ઉમટે છે.'

થિયેટરો તથા રસ્તા ઉપરના જુદા મકાનો જોતા તેઓ એ બાજુ આવેલ મોટા વૈષ્ણવ મંદિરમા જઇ દર્શન કરી આવ્યા. પછી ગાડી લકકડપીઠા તરફ લેવરાવી. અનંતરાવ કહે 'આ લકકડપીઠામાં ઇમારતી લાકડાનો ઘણો મોટો વેપાર થાય છે.'

ત્યાંથી તેઓ બરાનપુરામા થઇને ન્યાયમંદિર તરફના રસ્તેથી સુરસાગર તળાવ પાસે આવી પહોંચ્યા.

બધાની ઈચ્છા સુરસાગરમાની બેઠકમા ઘડીક હવા ખાવા જવાની થતાં ગાડીને વિદાય કરી તેઓ પગથિયા ઉતરી બેઠકમાં જઇને બેઠા.

કમુ કહે 'આપણે વાવની ઉપર બેઠાં છીએ! કેવી મઝા!'

રમુ કહે ' પણ હવે કાંઇ આ વાવ ન કહેવાય!'

રાત પડવા આવી હતી. આસપાસ વિજળીના દિવાઓ પ્રકાશી રહ્યા હતા. આ રળિયામણું દૃશ્ય જોઇ રમુ કમુ બોલી ઉઠયા ' અહો! અમારો થાક તો જાણે ઉતરી જ ગયો!'

કમુએ આનંદમાં આવી જઇ ગાવા માંડયું ' ધન ધન રે વડોદરૂં શહેર, રૂપે રંગીલું. '

ઘણી વાર સુધી ત્યાં બેઠા પછી તેઓ ચાલતાં જ ઘેર ગયાં.

# પ્રકરણ ૭મું

*

[વડોદરાની કેટલીક સામાન્ય અને ઐતિહાસિક માહિતી]

*

છેલ્લે દિવસે ક્યાંય બહાર ન જતાં ઘેર રહીને આરામ કરવાનું તેઓએ નક્કી કર્યું હતું.

નાહી ધોઇ, નાસ્તો કરી, તેઓ નવનીતરાયના દિવાનખાનામાં બેસીને વાતો કરવા લાગ્યા. અનંતરાવ પણ આવી પહોંચ્યા.

રમુ કહે 'કનુભાઇ, વડોદરા શહેરની વસતિ કેટલી હશે ?'

કનુ કહે 'આસરે એક લાખ ઉપરાતની એની વસતિ છે.'

રમુ કહે 'અહીં પરાં પણ ઘણા છે.'

કનુ કહે 'હા, સામાન્ય રીતે દરેક ઠેકાણે જેમ જેમ વસતિ વધતી જાય છે તેમ તેમ આવા પરા વસાવાતા જાય છે.'

કુસુ બોલી 'આપણે કેટલાક પરા તો જોયા છે. બધાં મળીને વડોદરામા કેટલા પરા હશે ?'

કનુ કહે 'પરાની એક યાદિ મે તૈયાર કરી છે તે સાભળો. મુસલમાની રાજઅમલ દર્મિયાન બાબા માનપુરા,

જહાંગીરપુરા, સુલતાનપુરા, બરાનપુરા, યાકુદપુરા ઇત્યાદિ પરાં હશે તે પછી રાવપુરા, બાબાજીપુરા, આનંદપુરા, ફત્તે-પુરા, શિયાપુરા, કાલુપુરા, ગણપતપુરા વગેરે વસાવાયાં હશે. આ રીતે વડોદરામાં સન ૧૭૬૮ પછીનાં સો વર્ષમાં 'બાર પુરાં ને બાર નાથ (ભીમનાથ, સિદ્ધનાથ વગેરે)ની પ્રખ્યાતિ થઈ ઉપરાત વિલાસપુરા, નવાપુરા વગેરે પરા પણ છે. નવાપુરા તો બે ત્રણ છે.'

પછી કનુભાઇએ નીચેની એક આકૃતિ બતાવતાં કહ્યુ 'મૂળના શહેરની કઇ દિશાએ કયા દરવાજા અસલથી તે આજ સુધી છે તે આ આકૃતિ પરથી સમજાશે.'



કનુભાઇ કહે ઃ મધ્યભાગમાં માંડવીની જગા ને તેની ચારે બાજુએ ચાર દરવાજાવાળું કોટમાંનું શહેર સોળ ફર્લાંગનું હશે, કારણ કે સામ સામેના બે દરવાજા વચ્ચેનું અંતર ૨૩૦૦ ફીટનું છે. એટલે શહેરનો કોટ ૨૩૦૦ x ૨૩૦૦ ફીટની લંબાઇ પહોળાઇનો હશે.

આ ચાર દરવાજાને અડકીને જ મૂળનો કોટ હશે. પાછળથી પૂર્વ અને દક્ષિણ દિશા તરફ વસતિ વધતાં તેના સંરક્ષણ માટે પાણી અને ગેંડી દરવાજાથી આસરે બબ્બે ફર્લાંગ ઉપર ગંજખાન, બાબામાન, હાથીખાડ ને ગોયા નામના ચાર દરવાજા ઉભા કરાઈ તેને ફરતો કોટ કરાયો હશે.

સન ૧૬૩૮ માં મંડેલ્સ્લો નામનો એક જર્મન પ્રવાસી, સુરત બંદરેથી અમદાવાદ જતાં, વડોદરામાં ત્રણ ચાર દિવસ રહ્યો હતો. તેની સાથે ઇસ્ટ ઇંડિયા કંપનીની ભરૂચની વખારનો વ્યવસ્થાપક પણ હતો. મંડેલ્સ્લો વડોદરા સંબંધમાં લખે છે કે 'વડોદરા શહેરને કોટ ને બુરજ હોઈ તેને પાંચ દરવાજા છે. તેમાંનો એક દરવાજો બંધ જ રહે છે, કારણ એ તરફે ઝાઝો અવરજવર નથી. વડોદરામાં સુતર કાંતવાનો ને કાપડ રંગવાનો ધંધો ઘણો સારો ચાલે છે.'

આ ઉપરથી એ સમયે વડોદરાને પાંચ જ દરવાજા હતા ને 'માંડવી'ની ઇમારત નહોતી એ જણાય છે. ગંજખાન અને ગોયા દરવાજા પૈકી એક જ દરવાજો હશે ને બીજા ચાર તે પાણી, લહેરીપુરા, ચાંપાનેર ને ગેંડી.'

કનુભાઈ બોલી રહ્યા એટલે અનંતરાવ કહે 'હું તો વડોદરાનો ભોમિયો બન્યો છું તેથી બાળકોએ જે જોયું છે તે વધુ દૃઢ થાય તેથી વડોદરાનું સિંહાવલોકન તૈયાર કરી લાવ્યો છું.'

એમ કહી અનંતરાવે વાંચવા માંડયું:

'ઇસ્વીસનના નવમા સૈકાથી માંડીને આજ વીસમી સદી સુધીનાં વર્ષોમાં વડોદરા ધીમે ધીમે વૃદ્ધિ પામતું ગયું છે. મૂળનું એક ચોરસ માઈલનું વડોદરા લગભગ આઠ ઘણું વધી ગયું હોઈ તેની બીજી સુધારણામાં પણ એ જ પ્રમાણે વધારો થતો ગયો છે. ઇસ્વીસનના ચૌદમા સૈકામાં કિલ્લો તૈયાર થયો, સોળમા સૈકામાં કોટ ને બુરજ બંધાયા અને કુતુબુદ્દીનનો હજીરો તૈયાર થયો, અઢારમા સૈકામાં માંડવી બંધાઈ, અને એ જ સૈકામાં રાજધાની અત્રે થતાં સરકારવાડો પણ તૈયાર થયો; તાત્પર્ય કે આ શહેર એકદમ તૈયાર થયેલું નથી, પણ ધીમે ધીમે વસતિ વધતી જઈને અનેક સુધારણા થતી ગઈ છે. રજપુત, મુસલમાન એ રાજકર્તાઓ અત્રે રહેતા હતા. દિલ્હીના મોગલ બાદશાહનો એક અધિકારી અહીં રહેતો હતો. પાછળથી અંગ્રેજોની વખાર સ્થપાઇ હતી. વલંદા લોકોની કોઠી પણ અહીં હતી; સારાંશ વડોદરા એ વ્યાપારનું કેંદ્ર જ હતું ને તેથી તેની બાંધણીમાં ધીમે ધીમે સુધારા થતા ગયા છે.

અંગ્રેજ, જર્મન વગેરે પ્રવાસીઓએ વડોદરાનાં વખાણ



સયાજી સરોવર

કરેલાં છે, જો કે એ તો જૂના વડોદરાની વાત થઈ. ઈ. સ. ૧૮૭૫માં શ્રીમંત ત્રીજા સયાજીરાવ મહારાજ રાજ્યારૂઢ થયા પછી શહેરમાં કઈ કઈ સુધારણા થઈ તે તો આપણે પ્રત્યક્ષ જોયું છે, અને તમે કબુલ કરશો કે વિશાળ સડકો, સુંદર જળાશયો, મધુર ઉપવનો, મોટી ઈમારતો, વૈભવશાળી રાજમહેલો, સીધા મનોહર રસ્તાઓ વગેરેથી વડોદરા ઉત્તમ પંક્તિનું શહેર છે.'

રસુ કહે 'આવડા મોટા વડોદરાને પાણી કયાંથી પુરૂં પડાતું હશે?'

કનુ કહે 'શ્રીમંત સયાજીરાવ મહારાજાની આજ્ઞાથી બે ત્રણ જુદી જુદી યોજનાઓ વિચારાયા પછી છેવટે વડોદરાથી ચૌદ માઈલ ઉપર આવેલ આજવા પાસેના એક કુદરતી તળાવને ઘણું મોટું ને મજબુત બનાવાયું. ને તેને 'શ્રી સયાજી સરોવર' એવું નામ અપાયું. ઈ. સ. ૧૮૮૫માં એનુ ખાતમુહૂર્ત અને સન ૧૮૯૨માં 'આજવા વૉટર વર્ક્સ' ખુલ્લું મુકવાની ક્રિયા થઈ હતી. ત્યાંથી મોટા મોટા નળ વાટે પાણી અહીં આવે છે. તેની નજીક 'પ્રતાપપુરા તળાવ' પણ બાંધવામા આવ્યું છે. એકાદવાર આપણે એ વિશાળ સરોવર જોવા જઈ આવીશું.'

બીજી કેટલીક વાતચીત થયા પછી નવનીતરાયે તૈયાર કરેલી વડોદરા સંબંધીની નીચે મુજબની કેટલીક ઐતિહાસિક હકીકત કનુભાઈએ વાંચી સંભળાવી.

## વડોદરા શહેરનો પ્રાચીન ઇતિહાસ

વડોદરા શહેરની સ્થાપના સંબંધી એક દંતકથા એવી છે કે ઉત્તરે ત્રણ ચાર માઇલ ઉપર આવેલા હરણી ગામમાં ઘણાં વર્ષો પૂર્વે શામળ-શ્યામળ-નામે એક રાજા રાજ કરતો હતો. તે ઘણો ક્રૂર સ્વભાવનો હતો. એક વાર તે શિકાર કરવા નીકળ્યો ને શિકાર કરીને થાક ખાવા માટે એક મોટા વડ નીચે થોડી વાર બેઠો. ત્યાં અચાનક તેને પોતાના દુષ્ટ સ્વભાવ બદલ પસ્તાવો થવા લાગ્યો. જે સ્થળે પોતાને શુભ વિચારો ઉદ્‌ભવ્યા તેનું સ્મરણ કાયમ રાખવા માટે રાજાએ તે સ્થળે એક ગામ વસાવ્યું, ને તેનું નામ 'વટપદ્ર' રાખ્યું. આજના વડોદરા સંબંધી આ એક દંતકથા છે.

હવે ઐતિહાસિક પ્રમાણોની દૃષ્ટિએ વિચાર કરીએ

રાષ્ટ્રકૂટ કર્ક રાજાનું એક તામ્રપટ પ્રસિદ્ધ છે એ તામ્રપટ ઈ. સ. ૮૧૨ માં લખાએલું છે. એમાં 'વટપદ્રક' ગામનો ઉલ્લેખ કરાયો હોઈ તેની ચતુસીમા નીચે પ્રમાણે જણાવેલી છેઃ

પૂર્વ—જંબુવાવિક. [ લક્ષ્મી વિલાસ રાજમહેલ પાસે આવેલી 'નવલખી' વાવ ઘણી જૂની, સાતમા સૈકાની છે. તેનું નામ પહેલાં જંબુવાવિક હશે. કદાચ ત્યાં તે સમયે જાંબુનાં ઝાડ ઘણાં હશે. ]

પશ્ચિમ—અકુંટિક. [ વિશ્વામિત્રી નદીની પેલી પાર અકોટા એ નામે ઓળખાતું નાનું ગામ છે તે આ હશે. ]

દક્ષિણ—મહાસેનક તળાવ. [ એનું ' ભેંસાણા તળાવ ' એવું નામ પાછળથી પડયું હશે. ]

ઉત્તર—વાગચ્છા. [ આ માટે કંઈ ખાસ અનુમાન થઇ શકતું નથી. ]

ઉપર જણાવેલ સીમાનું ' વટપદ્રક ' તે સમયે હશે.

આજે જ્યાં લક્ષ્મીવિલાસ પૅલેસ, કીર્તિમંદિર અને બીજી ભવ્ય ઇમારતો છે એ તરફ મૂળનું ' વટપદ્રક ' હશે એમ જણાય છે. પાછળથી વસતિ વધતાં વધતાં પૂર્વ તરફ વધારે વસવાટ થયો હશે. ને એમ થતાં ચંદનવતી-મુખ્ય શહેરનો ભાગ-ભળી જઈને આજનું મોટું વડોદરા બન્યુ હશે..

રજપૂત રાજાઓ પાસેથી મુસલમાનોએ શહેરનો કબજો લીધો હોઈ પ્રથમ એ દિલ્હીના બાદશાહોના તાબામાં રહ્યું. પઠાણ રાજકર્તાઓની પડતી સમયે તેમના સુબા સ્વતંત્ર બનીને પોતાને સુલતાન ગણાવા લાગ્યા ત્યારે એ સુલતાની અમલમાં રહ્યું. સુલતાનોએ સો દોઢસો વર્ષ સ્વતંત્રપણે રાજ કર્યું. તે પછી દિલ્હીના મોગલ બાદશાહોનું બળ વધતાં તેમણે પોતાનું ગુમાવેલું સામ્રાજ્ય પાછું મેળવવા માંડયું ત્યારે વડોદરા પણ તેમના કબજામાં ગયું.

## વડોદરા શહેરનો પ્રાચીન ઇતિહાસ

વડોદરા શહેરની સ્થાપના સબંધી એક દંતકથા એવી છે કે ઉત્તરે ત્રણ ચાર માઇલ ઉપર આવેલા હરણી ગામમાં ઘણાં વર્ષો પૂર્વે શામળ–શ્યામળ–નામે એક રાજા રાજ કરતો હતો. તે ઘણા ક્રૂર સ્વભાવનો હતો. એક વાર તે શિકાર કરવા નીકળ્યો ને શિકાર કરીને થાક ખાવા માટે એક મોટા વડ નીચે થોડી વાર બેઠો. ત્યાં અચાનક તેને પોતાના દુષ્ટ સ્વભાવ બદ્દલ પસ્તાવો થવા લાગ્યો. જે સ્થળે પોતાને શુભ વિચારો ઉદ્ભવ્યા તેનું સ્મરણ કાયમ રાખવા માટે રાજાએ તે સ્થળે એક ગામ વસાવ્યું, ને તેનું નામ 'વટપદ્ર' રાખ્યું. આજના વડોદરા સંબધી આ એક દંતકથા છે.

હવે ઐતિહાસિક પ્રમાણોની દૃષ્ટિએ વિચાર કરીએ.

રાષ્ટ્રકૂટ કર્ક રાજાનું એક તામ્રપટ પ્રસિદ્ધ છે. એ તામ્રપટ ઈ. સ. ૮૧૨ માં લખાએલું છે. એમાં 'વટપદ્રક' ગામનો ઉલ્લેખ કરાયો હોઈ તેની ચતુઃસીમા નીચે પ્રમાણે જણાવેલી છે:

પૂર્વ—જંબુવાવિક. [ લક્ષ્મી વિલાસ રાજમહેલ પાસે આવેલી 'નવલખી' વાવ ઘણી જૂની, સાતમા સૈકાની છે. તેનું નામ પહેલાં જબુવાવિક હશે. કદાચ ત્યાં તે સમયે જાબુના ઝાડ ઘણાં હશે. ]

પશ્ચિમ—અકુટિક. [ વિશ્વામિત્રી નદીની પેલી પાર અકોટા એ નામે ઓળખાતું નાનું ગામ છે તે આ હશે. ]

દક્ષિણ—મહાસેનક તળાવ. [ એનું ' સેંસાણા તળાવ ' એવું નામ પાછળથી પડયું હશે. ]

ઉત્તર—વાગચ્છા. [ આ માટે કંઈ ખાસ અનુમાન થઇ શકતું નથી. ]

ઉપર જણાવેલ સીમાનું ' વટપદ્રક ' તે સમયે હશે.

આજે જ્યાં લક્ષ્મીવિલાસ પૅલેસ, કીર્તિમંદિર અને બીજી ભવ્ય ઇમારતો છે એ તરફ મૂળનું ' વટપદ્રક ' હશે એમ જણાય છે. પાછળથી વસતિ વધતાં વધતાં પૂર્વ તરફ વધારે વસવાટ થયો હશે. ને એમ થતાં ચંદનવતી–મુખ્ય શહેરનો ભાગ–ભળી જઇને આજનું મોટું વડોદરા બન્યું હશે.

રજપૂત રાજાઓ પાસેથી મુસલમાનોએ શહેરનો કબજો લીધો હોઈ પ્રથમ એ દિલ્હીના બાદશાહોના તાબામાં રહ્યું. પઠાણ રાજકર્તાઓની પડતી સમયે તેમના સુબા સ્વતંત્ર બનીને પોતાને સુલતાન ગણાવા લાગ્યા ત્યારે એ સુલતાની અમલમાં રહ્યુ. સુલતાનોએ ગો દોઢસો વર્ષ સ્વતંત્રપણે રાજ કર્યું. તે પછી દિલ્હીના મોગલ બાદશાહોનું બળ વધતાં તેમણે પોતાનું ગુમાવેલું સામ્રાજ્ય પાછું મેળવવા માંડયું ત્યારે વડોદરા પણ તેમના કબજામાં ગયું.

## મરાઠી રાજઅમલ

મોગલો બાદ બાબી વંશના રાજકર્તાઓ પાસે થોડાં વર્ષ વડોદરા રહ્યું. પછી ઇ. સ. ૧૭૩૪ માં બીજા દામાજીરાવે વડોદરા સર કર્યું ને ત્યારથી એ ગાયકવાડ સરકારના કબજામાં આવ્યું છે.

શરૂઆતમાં મરાઠા સામ્રાજ્યના ગુજરાતના સુબા—મુતાલિક–તરીકે ગાયકવાડ સરકાર હતા.

ગાયકવાડ સરકારના મૂળ સ્થાપક અને 'સમશેર બહાદુર'નો ખિતાબ મેળવનાર પહેલા દામાજીરાવે નિઝામ સામેની બાલાપુરની લડાઇમાં ઘણી બહાદુરી બતાવી સતારાના શાહુ રાજા પાસેથી એ ખિતાબ મેળવ્યો હતો.

તેમના પછી તેમના ભત્રીજા પિલાજીરાવને 'સેના-ખાસખેલ'નો ખિતાબ આપી શાહુ રાજાએ એવો ઠરાવ કર્યો કે 'ગુજરાતની ચોથ તથા સર દેશમુખીના એકંદર ઉત્પન્નમાંથી અર્ધો ભાગ ગાયકવાડે લેવો ને અર્ધો પેશવા મારફતે શાહુ છત્રપતિ મહારાજાને ભરવો.'

તે પછી ઇ. સ. ૧૭૩૨ માં પિલાજીરાવ ગાયકવાડનું અભેસિંહ રાઠોડના માણસોને હાથે ડાકોર મુકામે ખૂન થયું.

તેમના પુત્ર બીજા દામાજીરાવે વડોદરા સર કર્યું એ ઉપર જણાવ્યું છે.

બીજા દામાજીરાવ પછી પહેલા સયાજીરાવ વડોદરાની ગાદીએ બેઠા. તેમના સમયમાં સઘળો રાજવહિવટ પેશવાના

મુતાલિક તરીકે પહેલા ફત્તેહસિંહરાવ ચલાવતા હતા. તેમણે ઈ. સ. ૧૭૬૮ માં વડોદરાને રાજધાનીનું શહેર બનાવ્યું. તે પછી માનાજીરાવની કારકિર્દી ત્રણ ચાર વર્ષ રહી તે બાદ ગોવિંદરાવ મહારાજા થયા. એમના સમયમાં રાવજી આપ્પાજી નામના બાહોશ મુત્સદ્દી જે અગાઉ પૂનામાં રહેતા હતા, તેમણે તેમને ઘણી મદદ કરી હતી.

આ રાવજી આપ્પાજી પ્રભુ જ્ઞાતિના હતા. માંહોમાંહેના ઝઘડા મીટાવી, કંપની સરકારની મદદ અપાવી, આરબોનું બંડ શમાવી તેમણે ગાયકવાડ સરકારની સારી સેવા બજાવી હતી. કુનેહપૂર્વકની તેમની કામગીરી બદલ કૃતજ્ઞતા દાખવવા તે સમયના મુંબઈના ગવર્નર ડંકને એક ખાસ પત્ર તેમને લખી આપ્યો હતો તે ઇતિહાસપ્રસિદ્ધ છે. રાવજીને પુત્ર નહોતો તેથી તેમણે તેમના ભત્રીજા સીતારામને દત્તક લીધા હતા ઇ. સ. ૧૮૦૩ માં તેમનું મૃત્યુ થયું હતું.

ગોવિંદરાવ મહારાજાનું મૃત્યુ ઇ. સ. ૧૮૦૦ મા થતાં તેમના પુત્ર આનંદરાવ ગાદીએ બેઠા. તેમણે ઇ. સ. ૧૮૨૦ સુધી ગાદી ભોગવી તે પછી બીજા સયાજીરાવ ને તે પછી ગણપતરાવ મહારાજા થયા.

તેમના પછી ખંડેરાવ મહારાજાએ ઈ. સ. ૧૮૭૦ સુધી ગાદી ભોગવી. તેમને પુત્ર નહિ હોવાથી તેમના ભાઈ મલ્હારરાવ ગાદીએ બેઠા, પણ ઈ. સ. ૧૮૭૫ મા તેઓ પદભ્રષ્ટ થયા ને ખંડેરાવ મહારાજનાં વિધવા મહારાણી જમનાબાઈને દત્તક લેવાની પરવાનગી મળી.

વડોદરાના સદ્ભાગ્યે દત્તક તરીકે એક એવા મહાપુરૂષ લેવાયા કે જેમણે પોતાની અપ્રતિમ બુદ્ધિશક્તિથી વડોદરાનું નામ દીપાવ્યું.

અગાઉ વડોદરા કેવું હતું તેનો કંઈક ખ્યાલ આવવા માટે જાણીતા લેખક ફૉર્બ્સનું એક અવતરણ વાંચીએ વડોદરા અને તેની આસપાસના પ્રદેશના નૈસર્ગિક વખાણ કર્યા પછી તટણ ધી વડોદરાનું વર્ણન કરતા ફૉર્બ્સ લખે છે કે " વડોદરા શહેર બહાર વસતિ વધી અનેક પરાં-લત્તા-અસ્તિત્વમા આવેલ છે છતા બળદગાડાના રસ્તા ધૂળવાળા છે. પાણીની તાણ જણાય છે વરસાદનું પાણી જવાના માર્ગો નહિ હોવાથી તે ઠેકઠેકાણે ભરાઈ રહે છે ને તેથી કાદવ કીચડ થઈ રહે છે વળી લોકો સ્વચ્છતાની દરકાર ન રાખતાં ઘરની આસપાસ ગંદકી કરી મુકે છે. નવા લત્તાઓમાં પણ સુંદર ઈમારતોને

કાંઈ શંકા નથી. શહેરમાં નળ ન હોવાથી પાણીની ઘણી તાણ રહે છે. ઘણે સ્થળે ખારૂં પાણી હોઈ લોકોને પીવાના મીઠા પાણીની ઘણી મુશ્કેલી પડે છે. આવા ગંદા શહેરમાં અથવા લત્તામાં ફરવા માટે પહોળા રસ્તા, હવાખાવાના વિસ્તૃત બાગબગીચા અથવા રમતગમતના ખુલ્લા ને સ્વચ્છ મેદાનો તો કયાંથી જ હોય? આવી વસતિમાં પૂરતી શાળાઓ, પુરતાં પુસ્તકાલયો, નાટયગૃહો, વિશ્રાંતિસ્થાનો, ક્રીડાલયો વગેરેનો પણ અભાવ હોય જ એ સહજ રીતે લક્ષમાં આવશે.'

ફ્રોબ્સના વર્ણન મુજબના વડોદરામાં અને આજના વડોદરામાં કેટલો તફાવત છે?

આજે તો વડોદરા સર્વત્ર ઘણું જાણીતુ અને વખણાતું થઈ ગયું છે ને તેની પ્રસિદ્ધિનું બહુમાન કે. શ્રીમંત ત્રીજા સયાજીરાવ મહારાજને ઘટે છે. તેઓશ્રીએ કરેલ અનેક સુધારણાઓને પરિણામે જ આજના વડોદરાની ખ્યાતિ દેશ પરદેશમા પ્રસરેલી છે વર્ષો પહેલા, ઈ સ. ૧૮૮૧ મા, તેઓશ્રીએ રાજસૂત્રો હાથમા લેતા જાહેર કરેલ કે:

"અમારી પ્રજા સુખી–સંતુષ્ટ–રહે અને દિવસે દિવસે તેના કલ્યાણની વૃદ્ધિ થાઓ એવી અમારી અંતઃકરણની ઇચ્છા છે."

અને તેઓશ્રીએ એ શુભેચ્છા કેવી ઉત્તમ રીતે અમલમા મુકી છે એ તો વડોદરા જોનાર સૌ કોઇ જોઇ શકે છે.

શ્રીમત પ્રતાપસિંહરાવ મહારાજા સાહેબ પણ શ્રીમત સયાજીરાવ મહારાજને પગલે ચાલી, પ્રજાકલ્યાણના કાર્યો કરીને વડોદરાને વિખ્યાત બનાવે છે.'

હકીકત વંચાઇ રહ્યા પછી અનંતરાવ કહે 'તમે ટૂંકમાં સારી માહિતી આપી દીધી છે!'

બીજી કેટલીક વાતચીત કરીને તેઓએ જમી લીધું સાંજની ગાડીએ તેઓ પોતાને ગામ જવાના હતા ને ત્યાં નોકરી કરતા અનંતરાવ પણ સાથે જ જવાના હતા, એટલે તેમણે બારોબાર જ સ્ટેશને આવવાનું જણાવ્યું.

સ્ટેશને કનુ કહે 'ફરી બીજી વાર નિરાતે વડોદરા જોવા આવજો. આપણે તો આ વખતે એની કંઇક ઝાખી જ કરી ગણાય'

રમુકમુ કહે 'હા, જરૂર આવીશું'

ગાડી ઉપડી એટલે રમુકમુ એકી સાથે જ બોલી ઉઠયા 'ધન્ય વડોદરા!'



# શ્રી સયાજી બાલજ્ઞાનમાલા

## ભૌગોલિક વર્ણન

૧૧ (૧૪૧) પાવાગઢ. રામરાવ માર્તંડ ભાંગુરકર
(૧૯૩૬) (મરાઠી) ૦-૬-૦

૧૨ (૧૪૨) દેવગિરિ. પ્રો. ચિ. વિ. જોશી
(૧૯૩૬) (મરાઠી) ૦-૬-૦

૧૩ (૧૪૩) પૂર્ણે. ગો. ગ. તળવલકર
(૧૯૩૭) (મરાઠી) ૦-૬-૦

૧૪ (૧૪૬) ભરુચ. કાઝી સૈયદ નુરૂદીન હુસેન એહમદ હુસેન
(૧૯૩૭) (સચિત્ર) ૦-૧૦-૦

૧૫ (૧૪૯) વડનગર. કનૈયાલાલ ભા. દવે
(૧૯૩૭) (સચિત્ર) ૦-૮-૦

૧૬ (૧૫૦) વડોદેં. વિ. સ. વાકસકર
(૧૯૩૭) (મરાઠી) (સચિત્ર) ૦-૬-૦

૧૭ (૧૫૪) શ્રી ક્ષેત્ર નાસિક. રા. ગ. દર્ગે
(૧૯૩૮) (મરાઠી) ૦-૬-૦

૧૮ (૧૫૯) આબુ અને આરાસુર. મ. જ. દ્વિવેદી
(૧૯૩૮) (સચિત્ર) ૦-૬-૦

૧૯ (૧૬૮) કાશી. ડૉ. અ. સ. અડતેકર
(૧૯૪૧) (સચિત્ર) ૦-૧૦-૦